# વિલિઅમ અને મેરી


લેખક અને પ્રકાશક

જીવણલાલ હરિપ્રસાદ દીવાન,

એમ. એ. એસ. ટી. સી.

પ્રોપ્રાયટરી હાઇસ્કુલ અમદાવાદ.



[આવૃત્તિ પહેલી      પ્રત ૫૦૦]

મે ૧૯૨૩.





અમદાવાદ ખાડીયા જેઠાભાઈની પોળમાં
પ્રજાબંધુ પ્રીન્ટીંગ વર્કસમાં
સી. એમ. મોદીએ છાપ્યું.

# વિલિઅમ અને મેરી.

**વિલિઅમ ૧૬૮૯-૧૭૦૨ અને મેરી ૧૬૮૯-૧૬૯૪.**

જેઇમ્સ ૧૬૮૮ માં ફ્રાન્સ જતો રહ્યો ત્યાર પછી વિલિઅમે લન્ડન જઇ કામચલાઉ પાર્લામેન્ટ બોલાવી. આ પ્રમાણે રાજા વગર બેજ પાર્લામેન્ટ ઇંગ્લાંડના ઇતિહાસમાં બોલાવવામાં આવી છે. પહેલી કામચલાઉ પાર્લામેન્ટ સરદારે મન્કે સને ૧૬૬૦ ની સાલમાં બોલાવી હતી અને તે પાર્લામેન્ટે ચાર્લ્સને હોલેન્ડથી પાછો બોલાવી ગાદી સોંપવાનું ઠરાવ્યું હતું. આ કામચલાઉ પાર્લામેન્ટ વીલીઅમે બોલાવી અને ગાદીના વારસાનો નીકાલ કરવાનું તેને માથે આવ્યું. પાર્લામે-ન્ટમાં હજી એક નહાનો ટોરી પક્ષ રાજાના ઇશ્વરદત્ત હક્કમાં માનનારો હતો અને જેઇમ્સને ખસેડી મુકી બીજા કોઇને ગાદી આપવાનું આ પક્ષને રૂચતું નહોતું. એમ છતાં એ પક્ષના માણસો પણ એટલું તો સમજતા હતા કે જેઇમ્સના હાથમાં રાજ્યકારભાર સોંપી શકાય એમ નથી તેથી તેઓની માગણી એવી હતી કે જેઇમ્સ રાજા તરીકે કાયમ રહે પણ વિલિઅમ રાજ્યનો કારભાર ઇંગ્લાંડમાં રહીને ચલાવે. આ પ્રમાણે કામ લેવાય તો વિલિઅમની સ્થીતિ કફોડી થાય એ વિલિ-અમ સારી પેઠે સમજતો હતો, અને તેથી તેણે ચોક્ખું જાહેર કરી દીધું કે હું કારભારી તરીકે ઇંગ્લાંડમાં રહેવા ખુશી નથી અને ઇંગ્લાંડના લોકોને મને રાખવાની ઇચ્છા નહીં હોય તો હું મારે હોલેન્ડ ચાલ્યો જઇશ. આવી ખબર વિલિઅમ પાસેથી મળતાં ટોરી પક્ષનું જોર તૂટી ગયું. પણ મધ્યમ વિચારના ટોરી અને વ્હીગ એવા મતના હતા કે જેઇમ્સ ઇંગ્લાંડમાંથી જતો રહ્યો છે એટલે ગાદી ખાલી પડી છે અને તે ગાદી જેઇમ્સના વારસ તરીકે તેની મોટી દિકરી મેરીને

આપવી અને મેરી તરફથી તેનો ધણી વિલિઅમ કારભાર ચલાવે. આ યોજના રજુ કરનાર પક્ષની કામન્સલાઉ પાર્લામેન્ટમાં બહુમતી હતી અને આ પ્રમાણે ઠરાવ થઇ જવામાં વાંધો આવે એમ નહોતું, પણ વિલિઅમે પાર્લામેન્ટને કહેવડાવ્યું કે મારી સ્ત્રી કરતાં મને હલકો દરજ્જો આપવામાં આવશે તો તે હું કબુલ રાખીશ નહીં અને હું તો મારે હોલેન્ડ ચાલ્યો જઇ મારો દેશ સંભાળીશ. સાથે સાથે મેરીએ પણ કહેવડાવ્યું કે મારે મારા ધણીને નાખુશ કરીને કાંઇ પણ પદવી જોઇતી નથી અને હું પણ મારા ધણી સાથે હોલેન્ડમાં જઈ રહેવાનું પસંદ કરીશ. આમ થવાથી પાર્લામેન્ટ આ વચલો માર્ગ પણ લઇ શકી નહીં અને ઉદ્દામ પક્ષના વ્હીગ લોકોએ બતાવેલો માર્ગ ગ્રહણ કરવાની તેને ફરજ પડી. વ્હીગ પક્ષના મત પ્રમાણે રાજાને નીમવાનું કામ રૈયતનું છે અને રાજ્યગાદી વંશપરંપરા રહેવી જ જોઇએ એમ માનવાને પણ કાંઇ કારણ નથી. રૈયતની મરજી પ્રમાણે રાજ્ય ચલાવવાનું રાજાનું કામ છે અને યતના પ્રતિનિધિઓને એટલે પાર્લામેન્ટને ઠીક લાગે તો રાજાને હાંકી કહાડી પોતાની નજરમાં આવે તેને તે ગાદી સોંપી શકે. આ મત કબુલ રાખ્યા વગર પાર્લામેન્ટનો છૂટકો નહોતો તેથી છેવટે પાર્લામેન્ટે ઠરાવ્યું કે જેઇમ્સનાં દુષ્કૃત્યોથી અને તેના ન્હાસી જવાથી ઇંગ્લાંડની ગાદી ખાલી પડી છે અને તેની ગોઠવણ કરવાનું કામ પાર્લામેન્ટનું છે એટલે આ પાર્લામેન્ટ વિલિઅમ અને મેરીને અમુક શરતે ગાદી સોંપવાનું ઠરાવે છે. આ શરતો પ્રમાણે રાજાની સત્તા ઉપર પાર્લામેન્ટનો પૂરેપૂરો અંકુશ મુકવામાં આવ્યો, અને પાર્લામેન્ટની રજા વગર રાજા કાંઇ પણ કરી શકે નહીં એમ ઠરાવી બધી સત્તા પાર્લામેન્ટના હાથમાં મુકી. વિલિઅમે પોતાના તરફથી તેમ જ મેરી તરફથી બધી શરતો કબુલ કરી અને તેમનો ઇંગ્લાંડનાં રાજા રાણી તરીકે રાજ્યાભિષેક થયો. રાજ્યાભિષેકની ક્રિયા થઇ ગયા પછી કામન્સલાઉ પાર્લામેન્ટને ખરી પાર્લામેન્ટ તરીકે વિલિઅમે જાહેર કરી અને જે શરતો ગાદી લેતી વખતે તેણે કબુલ રાખી

હતી તેને કાયદા પ્રમાણે પસાર કરી તેને **હકનો કાયદો** એવું નામ આપવામાં આવ્યું. આ કાયદો ઇંગ્લાંડના મોટા હક્ક પટા જેટલો જ અગત્યનો ગણાય છે અને તેની મુખ્ય શરતો નીચે પ્રમાણે છેઃ—

૧ જેઇમ્સ બીજો દાવો કરતો હતો તેની કાયદા બાજુ ઉપર મુકવાની, અગર કાયદાનો અમલ થતો અટકાવવાની રાજાને સત્તા નથી.

૨ ધાર્મિક બાબતોમાં લોકોને સજા કરવા સારૂ અગર ધર્મ સંબંધી કાયદા અને નિયમોનો અમલ કરવા સારૂ ખાસ અદાલતો રાજાથી રાખી શકાય નહીં.

૩. પાર્લામેન્ટની મંજુરી વગર રાજા કોઇપણ જાતના કરથી અથવા બીજી કોઇ રીતે નાણાં ઉઘરાવી શકે નહીં.

૪. સલાહશાંતિના વખતમાં કાયમનું લશ્કર નીભાવી રાખવાની રાજાને સત્તા નથી.

૫. લોકોને પાર્લામેન્ટના સભાસદો રાજા તરફના કાંઇપણ દબાણ અથવા લાગવગ વગર સ્વતંત્ર રીતે ચુંટી કાઢવાનો હક છે.

૬. પાર્લામેન્ટમાં સભાસદોને પોતાના વિચાર છૂટથી જાહેર કરવાનો હક છે.

૭. રાજાએ દેશનો કારભાર ચલાવવા સારૂ પાર્લામેન્ટ વખતો વખત બોલાવવી જ જોઇએ.

૮. ઇંગ્લાંડની ગાદી ઉપર કોઇપણ રોમન કેથલીક, અગર રોમન કેથલીક સાથે લગ્ન કરનાર કોઇપિણુ સ્ત્રી કે પુરૂષ બેસી શકે નહીં.

૯. વિલિઅમ અને મેરી આ શરતો કબુલ કરે છે તેથી તેમને ઇંગ્લાંડના રાજા અને રાણી તરીકે નીમવામાં આવે છે અને તેમની પછી તેમનાં છોકરાં ગાદીનો વારસો લે. મેરીના વંશનો અંત આવે પછી તેની બ્હેન એન અને એનના વારસને ગાદી મળે અને એ વારસોનો અંત આવે તો વિલિઅમે મેરીના ગુજરી ગયા પછી લગ્ન કર્યાં હોય તો તે બીજા લગ્નનાં છોકરાંને વારસો મળે.

આ શરતે વિલિઅમ અને મેરી ઇંગ્રેજ પ્રજાના હક કબુલ રાખી ગાદીએ આવ્યાં. સ્ટુઅર્ટ રાજા પહેલા જેઇમ્સના વખતથી એવી માન્યતા ચાલતી હતી કે રાજાની સત્તા ઇશ્વર પ્રણીત છે અને એ સત્તાની સામે કાયદાની સત્તા ચાલે જ નહીં અને રાજા ગમે તેટલો જુલમ કરે તોપણ રૈયત તેની મરજી વિરૂદ્ધ જઇ શકે નહીં. અને ગમે તેવાં સબળ કારણ હોય તોપણ રાજાનો વિરોધ કરવો એ મહાપાપ છે એ માન્યતા હમેશને માટે દૂર થઇ અને રૈયત પોતાના સુખને માટે અને પ્રજાને સુવ્યવસ્થીત રાખવા માટે રાજાની નીમણુંક કરે છે અને પોતાના આગેવાન તરીકે કબુલ રાખી તેની સત્તાને માન આપે છે એ વિચાર વધારે દૃઢ થયો. એટલે રાજાને પણ કાયદા પ્રમાણે જ અમલ ચલાવવાનો છે એમ ઠર્યું. ૧૬૮૮ ની સાલ પછી ઈંગ્લાંડમાં કોઇ પણ રાજાએ પાર્લામેન્ટની વિરૂદ્ધ જઇને રાજ્ય ચલાવવાનો વિચાર સરખો પણ કર્યો નથી. કોઇ રાજા પોતાના હાથમાં સત્તા લેવાનો વિચાર કરતા તો તે પણ પાર્લામેન્ટમાં હરકોઇ પ્રકારે બહુમતી મેળવી પાર્લામેન્ટની મારફતેજ પોતાની મરજી પ્રમાણે કારભાર કરવા પ્રયત્ન કરતા હતા. આ પ્રમાણે પાર્લામેન્ટની સત્તા ઇંગ્લાંડના રાજ્યબંધારણમાં સર્વોપરી ઠરી. ૧૬૮૮ ના આ બનાવને મહાન રાજ્યક્રાંતી અથવા શાંતિમય રાજ્યક્રાંતી તરીકે ઓળખવામાં આવે છે, અને જો કે ૧૬૮૮ની રાજ્યક્રાંતી લોહીનું એક ટીપું પણ રેડાયા વગર થઇ હતી પણ પહેલા ચાર્લ્સના વખતમાં જે દારૂણ યુદ્ધ દેશમાં થયું હતું અને પાર્લામેન્ટના લશ્કરે રાજાને પકડી ગરદન માર્યો હતો તેને પરિણામેજ આ રાજ્યક્રાંતી શાંતીથી થઇ હતી એ પણ ધ્યાનમાં રાખવું જોઇએ. ચાર્લ્સ પહેલાના વખતના દારૂણ યુદ્ધ પછી લશ્કરી બળ વધી જવાને પારણામે આખી પ્રજા કંટાળી ગઇ હતી અને ફરીથી રાજાને ગાદીએ લાવવાનું ઠીક લાગ્યું હતું પણ શાંતિમય રાજ્યક્રાંતી પછી પાર્લામેન્ટની સત્તાની સામે કોઇપણ રાજા માથું ઉંચકી શક્યો નથી.

**બંડનો કાયદો:**—૧૬૮૯ માં રાજ્યક્રાંતી થયા પછી કેટલેક

ઠેકાણે લશ્કરી સીપાઇઓએ બંડ કર્યાં તેથી તે દબાવી દેવાની રાજાને સત્તા આપવા સારૂ બંડીખોરને સજા કરવાનો કાયદો પાર્લામેન્ટે પસાર કર્યો. આ કાયદાથી લશ્કર ઉપર રાજાને સત્તા મળી, પણ કાયમના લશ્કર સામે પ્રજાનો વિરોધ એટલો બધો હતો કે એ સત્તા ફક્ત એકજ વર્ષ માટે રાજાને આપવામાં આવી અને આ કાયદો દરવર્ષે પસાર કરવાનું રાખવામાં આવ્યું એટલે આડકતરી રીતે વરસમાં એક વખત તો પાર્લામેન્ટ બોલાવવાની રાજાને જરૂર પડે એમ થયું. જો પાર્લામેન્ટ વગર કારભાર ચલાવવાનું રાજા રાખે તો લશ્કર ઉપર તેની સત્તા કાયદેસર રહે નહીં.

**સોગંદ નહીં લેનારો પંથ:**—નવી પાર્લામેન્ટે રાજા તરફ વફાદારીના સોગંદ ૧૬૮૯ માં નવેસરથી નક્કી કર્યા પણ ઇશ્વરપ્રણીત રાજ્યસત્તામાં કેટલાંક વર્ષોથી માનનારા ધર્મગુરૂઓએ જેમ્સ બીજો હયાત હતો ત્યાં સુધી વિલિઅમ અને મેરી તરફ વફાદારીના સોગંદ લેવાની ના કહી અને પોતાની ધાર્મિક માન્યતા ખાતર પોતાની જગ્યાઓનાં રાજીનામાં આપવાનું પસંદ કર્યું. આ પ્રમાણે સોગંદ નહીં લેવાથી રાજીનામાં આપનાર ધર્મગુરૂઓએ પોતાનો નવો પંથ કહાડયો અને જેમ્સે જે સાત ધર્મગુરૂઓ ઉપર કામ ચલાવ્યું હતું તેમાંના પાંચ સોગંદ નહીં લેનારા પંથમાં ગયા અને વડા ધર્મ ગુરૂ સેન્ક્રોફ્ટ પણ તેમાં જોડાયા. આ પંથ ૧૮૦૫ ની સાલ સુધી ચાલ્યો અને આ નવા પંથના લોકો ધાર્મિક ક્રિયાઓ વખતે દારૂનો ઘુંટડો પી રાજાની તંદુરસ્તી ઇચ્છતા ત્યારે દારૂનો પ્યાલો પાણીના ચલાણા ઉપર થઇને લેતા, તે એમ બતાવવાને કે અમે તો દરીઆપારના રાજાની તંદુરસ્તીનો ઘુંટડો પીએ છીએ.

**ધાર્મિક છુટાપણાનો કાયદો:**—પહેલા જેઇમ્સના વખતમાં ચોકખા પ્રોટેસ્ટન્ટ પંથના લોકો સામે સખ્તાઇ થતી હતી અને પહેલા ચાર્લ્સની સામે હથીઆર લેનારા મોટે ભાગે એ જ પંથના હતા તેથી બીજા ચાર્લ્સના વખતમાં ઇંગ્લાંડના પ્રોટેસ્ટન્ટ

ધર્મ સિવાય બીજા પંથના લોકો માટે સખ્તાઇના કાયદા પસાર કરવામાં આવ્યા હતા અને તેનો સખ્તાઇથી અમલ થતો હતો. જેઇમ્સ બીજો રોમન કેથલીક ધર્મમાં માનતો હતો તેથી તેણે રૈયતને નજરમાં આવે તે ધર્મ પાળવાની રજા આપવાનો હુકમ પોતાની આપખુદ સત્તાથી કહાડયો હતો અને પોતાના ધર્મના લોકોને રાહત આપવા સારૂ બીજા ચાર્લ્સના વખતમાં પસાર થયેલો કસોટીનો કાયદો અને બીજા કાયદા પાર્લામેન્ટને પુછયાગાછયા વગર બાજુએ મુક્યા હતા. તે વખતે ચોકખા પ્રોટેસ્ટન્ટ લોકોને લાગ્યું હતું કે રાજાથી કાયદા પ્રમાણે આવો હુકમ કહાડી શકાય નહીં અને તેથી તેમણે આ હુકમનો લાભ લીધો નહોતો અને ઇંગ્લાંડના પ્રોટેસ્ટન્ટ લોકો સાથે મળી જઇ રાજાની વિરૂદ્ધમાં તેઓ ગયા હતા. આથી પાર્લામેન્ટને ચોકખા પ્રોટેસ્ટન્ટ પંથના લોકોની તરફેણમાં લાગણી થઇ હતી અને વળી વિલિઅમ હોલેન્ડથી આવ્યો હતો એટલે તે ચોકખા પ્રોટેસ્ટન્ટ ધર્મમાં માનનાર હતો તેથી પાર્લામેન્ટે એ પંથના લોકોને રાહત આપનારો કાયદો પસાર કર્યો અને કાયદામાં એટલી શરત કરવામાં આવી કે એ પંથમાં ધાર્મિક મંડળો ખુલ્લે બારણેજ મળવાં જોઇએ. પ્રોટેસ્ટન્ટ પંથના જુદા જુદા પક્ષ વચ્ચેના ઝગડાનો આ કાયદાથી અંત આવ્યો પણ રોમન કેથલીક ધર્મના લોકો સામેનો વિરોધ તો કાયમજ રહ્યો અને ચાર્લ્સ બીજાના વખતમાં પસાર થયેલા કસોટીના કાયદાનો અને શહેર સુધરાઇ વીગેરે મંડળોમાંથી રોમન કેથલીક લોકોને દૂર રાખવાના કાયદાનો અમલ છેક ૧૮૨૮ ની સાલ સુધી ચાલુજ રહ્યો હતો.

**સ્કોટલાન્ડમાં રાજ્યક્રાંતી:**—ઇંગ્લાંડમાં લોહીનું ટીપું પણ રેડયા વગર રાજ્યની ઉથલપાથલ થઇ હતી પણ સ્કોટલેન્ડમાં અને આયર્લેન્ડમાં શાંતી રહી નહીં. ઇંગ્લાંડની માફક સ્કોટલેન્ડમાં પણ કામચલાઉ પાર્લામેન્ટ બોલાવવામાં આવી હતી અને આ પાર્લામેન્ટે જેઇમ્સ ગાદી છોડી ચાલી ગયો તેથી ગાદી ખાલી પડેલી છે એમ

જાહેર કરી ઇંગ્લાંડના હકપત્ર જેવીજ શરતો કરી વિલિઅમને અને મેરીને પોતાનાં રાજા રાણી તરીકે કબુલ રાખ્યાં. આખી પ્રજાએ આ વાત સ્વીકારી નહીં અને સ્કોટલેન્ડના પહાડી પ્રદેશમાં ક્લેવરહાઉસનો ગ્રેહામ જે ડન્ડીના ઉમરાવ તરીકે ઓળખાતો હતો તેણે જેઇમ્સનો પક્ષ લીધો અને પહાડી લોકોમાંથી એક નાનું લશ્કર ભેગું કરી હથીઆર લીધાં. રાજ્યધાની એડીનબરોનો કિલ્લો પણ જેઇમ્સને વફાદાર રહ્યો. ડન્ડીના ઉમરાવની સામે મેકે નામનો સરદાર લશ્કર લઇને ગયો અને પર્થ જીલ્લામાં કીલીક્રેન્કીની ખીણ આગળ આ બે લશ્કરનો ભેટો થયો. આ લડાઇમાં પહાડી લોકો મેકેના લશ્કર ઉપર એકદમ તુટી પડયા અને ફક્ત પાંચ જ મીનીટમાં તેને નસાડી મુક્યું. આ પ્રમાણે પહાડી લશ્કરની જીત તો થઇ પણ ઝપાઝપીમાં તેમનો સરદાર ડન્ડીનો ઉમરાવ માર્યો ગયો અને સરદારના મરણથી પહાડી લોકો નીરાશ થઇ વીખરાઇ ગયા.

**ગ્લેન્કોની કતલ:**—ડન્ડીના મરણ પછી સ્કોટલેન્ડની પ્રજાએ વિલિઅમને અને મેરીને રાજા રાણી તરીકે કબુલ રાખ્યાં અને સરદારોએ વફાદારીના સોગંદ લીધા. પહાડી મુલકના સરદારો પાસે વફાદારીના સોગંદ લેવડાવવા સારૂ વિલિઅમ તરફથી લાંચ રૂશવતનો પણ ઉપયોગ થયો અને પહાડી સરદારોમાં ૧૫૦૦૦ પાંડની વહેંચણી થઇ. ઘણાખરા પહાડી સરદારો સોગંદ લઇ ગયા ત્યાર પછી રાજ્ય તરફથી એવો હુકમ બહાર પાડવામાં આવ્યો કે ૧૬૯૨ ના જાન્યુઆરીની પહેલી તારીખ પહેલાં જે કોઇ સરદાર વફાદારીના સોગંદ નહીં લે તેને રાજ્યનો દુસ્મન ગણીને તેની સામે સખ્ત પગલાં ભરવામાં આવશે. આ હુકમનો બધા સરદારોએ અમલ કર્યો, પણ સ્કોટલેન્ડના પશ્ચિમ કિનારા ઉપર ગ્લેન્કો નામનું નાનું ગામ છે તેમાં મેકડોનલ્ડ નામની ટોળી રહેતી હતી તે ટોળીના સરદારે ૧૬૯૧ ના ડીસેમ્બરની આખર તારીખ સુધી સોગંદ લેવાનું મુલતવી રાખ્યું. ૩૧ મી ડીસેમ્બરને દિવસે ગ્લેન્કોથી થોડેક દૂર ફોર્ટ વિલિઅમ નામનો કિલ્લો હતો ત્યાં તે સોગંદ

લેવા ગયો. ફોર્ટ વિલિઅમમાં લશ્કરી સરદાર હતો તેણે આ મેકડોનલ્ડને જણાવ્યું કે સોગંદ નોંધવાની મને સત્તા નથી તેથી તેને પાછા ફરી ઇનવરેરી સુધી છેક જવું પડ્યું. ભરશિયાળામાં આ વીકટ મુસાફરીમાં તેને ઘણી મુશ્કેલીઓ પડી અને ઇનવરેરીના અમલદાર આગળ તે તા. ૭ મી જાન્યુઆરીએ પહોંચ્યો. ઇનવરેરીમાં અમલદારે તેના સોગંદ નોંધી લઇ તેને પ્રમાણપત્ર આપ્યું એટલે મેકડોનલ્ડ નચીંત થઇ પોતાને ગામ પાછો ગયો અને રાજ્ય તરફથી હવે કાંઇ પણ કનડગત થવાનું કારણ રહેશે નહીં એમ તે માનતો હતો. સ્કોટલેન્ડમાં આ વખતે વિલિઅમના પ્રતિનિધિ તરીકે સ્ટેરના ઉમરાવનો મોટો દિકરો કારભાર કરતો હતો. આ સ્ટેરના કુટુંબને ગ્લેન્કોના મેકડોનલ્ડ સાથે દુશ્મનાવટ ચાલતી હતી તેથી મેકડોનલ્ડે મોડા સોગંદ લીધા હતા તેનો લાભ લઇ તેણે વિલિઅમને લખી જણાવ્યું કે પહાડી પ્રદેશના બધા સરદારો સોગંદ લઇ ગયા છે પણ ગ્લેન્કોના મેકડોનલ્ડની ટોળીના સરદારે વખતસર સોગંદ લીધા નથી. વખત વીતી ગયા પછી આ મેકડોનલ્ડ સોગંદ લઇ ગયો હતો તે વાત વિલિઅમના પ્રતિનીધીએ છુપાવી રાખી. વીલીઅમ પાસે લંડનમાં રહી સ્કોટલેન્ડના મંત્રી તરીકે કામ કરનાર અમલદાર સ્ટેરના પક્ષનો હતો તેને બધી હકીકતની ખબર આપવામાં આવી હતી પણ તે સ્ટેરના કાવતરામાં સામેલ થયો અને વિલિઅમને આડું અવળું સમજાવીને અગર તેને પૂરી માહિતી આપ્યા વગર આ આખી ટોળીનો નાશ કરવાનો હુકમ લખી તેના ઉપર વિલિઅમની સહી લીધી અને તે હુકમનો અમલ કરવાનું સ્કોટલેન્ડના પ્રતિનીધીને સોંપવામાં આવ્યું. સ્ટેરની પાસે હુકમ આવ્યો એટલે તેણે એક લશ્કરી ટુકડી ગ્લેન્કોના મેકડોનલ્ડ સામે મોકલી અને ટુકડીના અમલદારને ફરમાવ્યું કે કેદીઓ પકડી લાવવાની તમારે જરૂર નથી પણ તમારૂં કામ પુરૂંજ કરી નાંખજો. આ હુકમ પ્રમાણે લશ્કરી ટુકડી ગ્લેન્કો પહોંચી ગઈ. ગ્લેન્કો-ના મેકડોનલ્ડને બિચારાને સ્વપ્ને પણ ખ્યાલ નહતો કે રાજ્ય

તરફથી તેની સામે આવાં પગલાં ભરાતાં હતાં. લશ્કરી ટુકડી ગ્લેન્કો પહોંચી ગઇ ત્યારે મેકડોનલ્ડે તે ટુકડીનાં માણુસોને પોતાના મહેમાન તરીકે ગણી તેમની સારી રીતે પરોણાચાકરી કરી અને લગભગ એક પખવાડીઆ સુધી સીપાઇઓને દરરોજ મીજબાનીઓ આપી આનંદમાં રાખ્યા. ટુકડીનો સરદાર ગ્લેન્કોમાંથી બહાર નીકળવાના રસ્તા ઘેરી લેવાય તેની રાહ જોતો હતો અને બધા રસ્તા ઘેરી લીધા ત્યાર પછી તેણે પોતાનાં માણુસોને પરોઢમાં કતલ ચલાવવાનો હુકમ આપ્યો. મેકડોનલ્ડની ટોળીનાં માણુસો બિચારાં પથારીમાં સુતાં હતાં ત્યાં તેમની કતલ શરૂ થઈ અને ટોળીમાં સ્ત્રીઓને તેમજ નિર્દોષ બાળકોને પણ રેંશી નાંખવામાં આવ્યાં. વળી કોઇ પણ બચીને ન્હાસી છૂટે નહીં તે સારૂ તેમનાં ઝુપડાં સળગાવી દઇ સીપાઇઓએ જે કોઇ બહાર આવે તેને ઠાર કરવાનું રાખ્યું. થોડાક માણુસો આ કતલમાંથી બચી ગયા તે પહેરેલે લુગડે જેમ નસાયું તેમ નાઠા પણ પહાડી પ્રદેશમાં ટાઢ અને ભુખમરાથી તેમાંના કેટલાક ગુજરી ગયા. આ પ્રમાણે ગ્લેન્કોની ટોળીનો નાશ થયો પણ સરદારના બે છોકરા બચી છુટયા અને પાછળથી બધી હકીકત બહાર આવી. આ કતલનું પરિણામ એ આવ્યું કે સ્કોટલેન્ડમાં પહાડી લોકો તરફ સપાટ પ્રદેશના લોકોની દિલસોજી થઇ અને આ કતલ માટે સ્કોટલેન્ડની પાર્લામેન્ટમાં તપાસની માંગણી થઇ. ૧૬૯૫ ની સાલમાં તપાસ થઇ પણ વિલિઅમે ગુન્હેગારોને ઢાંકપીછોડો કરી બચાવી લીધા. ગ્લેન્કોમાં નિર્દોષ માણુસોની આ પ્રમાણે કતલ થઈ હતી અને ખરા ગુન્હેગાર કોણુ હતા તે પણ પાછળથી સાબીત થયું તેમ છતાં વિલિઅમે ગુન્હેગારોને નોકરીમાંથી રજા આપવા શિવાય બીજી કાંઇ સજા કરી નહીં એ વિલિઅમની આબરૂને બટ્ટો લગાડનારૂં ગણુાય છે. તેણે ગ્લેન્કોની ટોળી નાબુદ કરવાનો હુકમ આપ્યો તે વખતે તેને બધી હકીકતની ખબર નહોતી પણ જ્યારે ખરી હકીક્ત બહાર આવી ત્યારે ન્યાયવૃત્તિથી ગુન્હેગારોને સજા કરવી જોઇએ તેવી સજા તેણે

કરી નહીં તેથી તેના નામને કલંક લાગેલું ગણાય છે. સ્કોટલેન્ડની પ્રજાને આ કતલથી ઘણો ગુસ્સો ચઢયો અને પહાડી લોકો કેટલાંક વર્ષો સુધી ઇંગ્લાંડની સામે ઉશ્કેરાયેલા રહ્યા અને જ્યારે પણ પ્રસંગ આવતો ત્યારે રાજ્યની સામે હથીઆર લઇ આ પહાડી લોકો લડવા નીકળી પડતા હતા. આ કતલથી આડકતરી રીતે લાભ એ થયો કે સ્કોટલેન્ડની આખી પ્રજા એકત્ર થઈ અને અંદર અંદરનો વિરોધ મોટે ભાગે દૂર થયો.

**આયર્લેન્ડમાં યુદ્ધ**:—આયર્લેન્ડમાં વસ્તીનો મોટો ભાગ રોમન કેથલીક ધર્મ માનનારો હતો પણ પહેલા જેઇમ્સના વખતમાં ઇંગ્લાંડથી પ્રોટેસ્ટન્ટ લોકોને લાલચો અને મોટી જાગીરો આપી આયર્લેન્ડના ઉત્તરના ભાગ અલ્સ્ટરમાં વસવાટ કરવા મોકલ્યા હતા. પહેલા ચાર્લ્સના વખતમાં પણ અલ્સ્ટરમાં પ્રોટેસ્ટન્ટ લોકોની સંખ્યા વધતી ગઇ હતી અને લોકોને તલવારની ધાર ઉપર રાખી તેમને લશ્કરી બળથી ચાર્લ્સના સલાહકાર સ્ટ્રેફર્ડના ઉમરાવ વેન્ટવર્થે દબાવી રાખ્યા હતા. લાંબી પાર્લામેન્ટે સ્ટ્રેફર્ડને પાછો બોલાવી લીધો કે તરત જ તેના જુલમથી કંટાળી રહેલી પ્રજાએ હથીઆર લીધાં હતાં અને દેશમાં બંડ થયું હતું. આ બંડ સમાવી દેવા સારૂ લશ્કરની જરૂર પડી હતી અને એ લશ્કરની સરદારીના સવાલ ઉપર ચાર્લ્સને તેની પાર્લામેન્ટ સાથે તકરાર થઇ હતી. ચાર્લ્સને ગરદન માર્યા પછી પાર્લામેન્ટે ક્રોમ્વેલને આયર્લેન્ડ મોકલ્યો હતો અને ઘણી સખ્તાઇ કરી ક્રોમ્વેલે બંડ સમાવી દીધાં હતાં અને બંડખોર લોકોના જાગીરો અને જમીનો જપ્ત કરી પ્રોટેસ્ટન્ટ લોકોને વહેંચી આપી હતી. આથી રોમન કેથલીક અને પ્રોટેસ્ટટ પંથના લોકો વચ્ચે વિરોધ વધતો ગયો હતો. જેઇમ્સ બીજો રોમન કેથલીક પંથનો હતો. તેણે આયર્લેન્ડમાં પોતાના પંથના ટીરકોનેલને મુખ્ય અમલદાર નીમી બધી સત્તા તેના હાથમાં સોંપી હતી. ૧૬૮૮માં જેઇમ્સ ફ્રાન્સ ન્હાસી ગયો. ત્યારપછી ટીરકોનલને આયર્લેન્ડ ઇંગ્લાંડથી છૂટું પાડવાની ઇચ્છા થઇ

અને તેણે જેમ્સને આયર્લેન્ડ બોલાવ્યો. ફ્રાન્સનો રાજા ચૌદમો લુઇ વિલિઅમને બને તેટલી અડચણ કરવા માંગતો હતો અને વિલિયમ ઇંગ્લાંડમાં જ લડાઇમાં રોકાયેલો રહે તો યુરોપમાં લુઇ પોતાના ધાર્યા પ્રમાણે વર્તી શકે એમ હતું તેથી લુઇએ જેઇમ્સને થોડીક મદદ આપી આયર્લેન્ડ મોકલ્યો. જેઇમ્સનું આવવાનું નક્કી થયું એટલે રોમન કેથલીક લોકો હથીઆર લઇ પ્રોટેસ્ટન્ટ લોકોની સામે થયા. કેટલાક પ્રોટેસ્ટન્ટ ઇંગ્લાંડ જતા રહ્યા અને બીજાઓએ અલસ્ટરમાં લન્ડનડેરી અને એનીસ્કીલન શહેરમાં આશ્રય લીધો. ટીરકોનલે વીસ હજાર માણસ એકઠાં કર્યાં હતાં અને આ રોમન કેથલીક લશ્કરે લન્ડનડેરી અને એનીસ્કીલન બન્ને શહેરને ઘેરી લીધાં. જેઇમ્સ આયર્લેન્ડની દક્ષિણે કીનસેઇલના બંદરે ઉતર્યો અને ત્યાંથી ડબ્લીન જઇ લન્ડનડેરી જઇ પહોંચ્યો. આ શહેરનો ઘેરો ૧૦૫ દિવસ સુધી ચાલ્યો. શહેરનો સુબો ઘેરાના ત્રાસથી કંટાળી શરણે જવા તૈયાર થયો હતો પણ જ્યોર્જ વોકર નામનો લન્ડનડેરીનો ધર્મ ગુરૂ હતો તેણે લોકોને શરણે જતાં અટકાવ્યા અને લોકોની સરદારી લઇ બચાવ કરવાનું જારી રાખ્યું. શહેરમાં બીજો કાંઇ ખોરાક નહીં મળવાથી ઘોડાનું અને કુતરાંનું માંસ પણ ખાવામાં લેવું પડયું અને ખોરાકની તાણ એટલી હદ સુધી પહોંચી હતી કે ખોરાકને અભાવે ચામડાં કરડીને કોઇ કોઇ માણસને ચલાવી લેવું પડતું હતું અને કોઇકે તો જોડાનાં તળીઆં ઉકાળીને તે પી જઈ નિર્વાહ કર્યો હતો. આટલું આટલું દુઃખ લોકોએ સહન કર્યું પણ તેઓ તાબે તો નજ થયા. છેવટે ઇંગ્રેજ પ્રજાનું આયર્લેન્ડની હાલત તરફ લક્ષ ખેંચાયું અને તેમણે જેઇમ્સના જુલમથી અને ચૌદમાં લુઇના દોરથી બચવા માટે વિલિઅમને પુરતી મદદ આપી અને ખોરાક લઇને ઇંગ્લાંડથી ઉપડેલાં વહાણ થોડોક વખત લન્ડનડેરી આગળ બહાર પડી રહ્યાં હતાં તેમના ઉપર તાકીદે મદદ પહોંચાડવાના હુકમ ગયા. છેવટે આ વહાણ દરીઆમાં નાખેલી અડચણો તોડી નાંખી લન્ડન-

ડેરીમાં દાખલ થયાં અને ખોરાકનો સારો જથ્થો શહેરના લોકોને મળ્યો એટલે ઘેરો ઉઠાવી લઈ જેઇમ્સ ડબ્લીન તરફ પાછો ફર્યો. લન્ડનડેરીના લોકોએ શહેરનો બચાવ કરનાર પાદરી જ્યોર્જ વોકરનું આવલું દરીઆ કિનારા પાસે પોતાના શહેરની દીવાલ ઉપર મુક્યું અને હજી પણ અલસ્ટરના પ્રોટેસ્ટન્ટ લોકો આ બહાદુર પાદરીને મગરૂરીથી યાદ કરે છે. લન્ડનડેરીનો ઘેરો ઉઠાવી લેવામાં આવ્યો તેજ દિવસે એનીસ્કીલનમાં ઘેરાઇ રહેલા પ્રોટેસ્ટન્ટ લોકોએ બહાર આવી ઘેરો ઘાલનાર રોમન કેથલીક લશ્કરને ન્યુટન બટલર નામના ગામ આગળ હરાવી હાંકી કહાડયું. ત્યાર પછી જેઇમ્મ ડબ્લીન ગયો અને ત્યાં પાર્લામેન્ટ બોલાવી રાજ્ય ચલાવવા માંડયું. એ અરસામાં જેઇમ્સે જે કાયદા પસાર કર્યા તે તદ્દન મુર્ખાઇ ભરેલા હતા. આ ઉપરથી ઈંગ્લાંડમાં તેમજ આયર્લેન્ડમાં પ્રોટેસ્ટન્ટ લોકોની લાગણી જેઇમ્સની વિરૂદ્ધ ઘણી ઉશ્કેરાઇ અને તેઓ બધા વિલિઅમને સારી મદદ આપવા તૈયાર થયા. ૧૬૯૦ ના જુન મહિનામાં વિલિઅમ આયર્લેન્ડ ગયો અને ઉત્તરમાં કેરીકફર્ગ આગળ ઉતર્યો. તે ડબ્લીન તરફ આગળ વધતો જતો હતો તેને રોકવા સારૂ જેઇમ્સ ડબ્લીનથી ઉત્તર તરફ ગયો અને રસ્તામાં બોઇન નદી આગળ વિલિઅમને રોકવાનો તેણે વિચાર રાખ્યો હતો. બોઇન નદી ઉપર ડ્રોહેડા ગામ પાસે વિલિઅમના લશ્કરને આગળ વધતું અટકાવવાનો તેણે પ્રયત્ન કર્યો અને ત્યાં લડાઇ થઇ તે બોઇન નદીની લડાઇના નામથી ઓળખાય છે. આ લડાઇમાં વિલિઅમનું લશ્કર નદી ઉતરી આવ્યું અને તે લશ્કરને આગળ વધતું જોઇ જેઇમ્સ પોતાના લશ્કરને મુકી ન્હાસી ગયો અને ડબ્લીન જઇ ત્યાંથી દક્ષિણ કિનારા તરફ ન્હાઠો અને વહાણમાં બેસી ફ્રાન્સ ઉપડી ગયો. જેઇમ્મ ન્હાસી ગયો એટલે તેનું લશ્કર પણ છેક હિંમત હારી ગયું અને વિલિઅમ લડાઇમાં જીત મેળવી ડબ્લીન ગયો. થોડા વખત પછી રોમન કેથલીક લશ્કરને હરાવવાનું તેના સરદારને સોંપી વિલિઅમ

ઇંગ્લાંડ તરફ પાછો ફર્યો. તેના લશ્કરે પશ્ચિમ તરફ આગળ વધી શેનન નદી ઉપર એથલોન કબજે કર્યું અને હજી પણ આગળ જઇ ઓગ્રીમ આગળ ફ્રેન્ચ અને આઇરીશ લશ્કરને હરાવ્યું. આઇરીશ લશ્કર પશ્ચિમ તરફ નાસતુંજ ગયું અને આખરે વિલિઅમના લશ્કે તેને લીમરીકમાં ઘેરી લીધું. અહીં સલાહના કોલકરાર થયા અને તે પ્રમાણે લશ્કરના સીપાઇઓને આયર્લેન્ડમાં રહેવાની ઇચ્છા ન હોય તો તેમને ફ્રાન્સ મોકલી આપવાની ગોઠવણ કરવાનું ઠર્યું અને આયર્લેન્ડમાં રોમન કેથલીક લોકોને પણ રાહત આપવાનું રાજા તરફથી વચન આપવામાં આવ્યું. કેટલાક રોમન કેથલીક સીપાઇઓ પોતાનાં કુટુંબકબીલા સાથે ફ્રાન્સ જઈ વસ્યા અને તેમની સંખ્યા સારી જેવી હતી તેથી ફ્રેન્ચ લશ્કરમાં એક ખાસ આઇરીશ ટુકડી બનાવવામાં આવી. આ પ્રમાણે આયર્લેન્ડથી ફ્રાન્સમાં જઇ વસનાર એક કુટુંબમાં કાઉન્ટ ડીલાલી જનમ્યો હતો અને તે ફ્રેન્ચ લશ્કર-માં નામાંકીત સરદાર થયો હતો અને હિંદુસ્તાનમાં ફ્રેન્ચ સત્તા જમાવવા સારૂ બુસીની સાથે રહી તેણે ઇંગ્રેજ લોકો સામે યુદ્ધ કર્યું હતું. પણ છેવટે વાન્ડીવાશની લડાઇમાં તે હારી ગયો હતો. આયર્લેન્ડ-માં પ્રોટેસ્ટન્ટ લોકોની જીત થઇ પણ લીમરીક આગળ રોમન કેથલીક લોકોને આપેલાં વચનમાંનું એક પણ પળાયું નહીં તેથી લીમરીકને વચન ભંગનું શહેર એવું નામ રોમન કેથલીક લોકોએ આપ્યું છે અને રોમન કેથલીક પ્રજા ઉપર પ્રોટેસ્ટન્ટ લોકોએ જે જુલમ ગુજાર્યો તેને પરિણામે આયર્લેન્ડમાં આજ સુધી અશાંતી ચાલ્યા કરે છે અને અલ્સ્ટરનો પ્રાંત આયર્લેન્ડની બીજી વસ્તીથી તદ્દન જુદો પડે

**યુરોપમાં વિગ્રહ: વિલિઅમનો ઉદ્દેશ:**—સ્કોટલેન્ડમાં અને આયર્લેન્ડમાં આ પ્રમાણે વિલિઅમની સત્તા બરોબર સ્થપાઇ એટલે તેણે પોતાની જીંદગીના મુખ્ય હેતુ તરફ લક્ષ આપ્યું. વિલિયમ સોળ વર્ષની ઉમ્મરનો હતો ત્યારથી તે ચૌદમા લુઇને પોતાના કટ્ટા દુસ્મન જેવો ગણતો હતો. ચૌદમો લુઇ ૧૬૪૩ ની સાલમાં ફ્રાન્સની

આદીએ આવ્યો હતો અને ૧૬૬૦ ની સાલથી તેણે ફ્રાન્સની સત્તા વધારવાનાં પગલાં ભરવા માંડયાં હતાં અને હાઇન નદી સુધી પોતાના દેશની હદ લંબાવવાની તેણે કોશીશ કરવા માંડી હતી. આ પ્રમાણે હદ વધારી મુકવા સારૂ હોલેન્ડ તાબે કરવાની તેને પહેલી જરૂર હતી અને તેથી તેણે ફ્રેન્ચ લશ્કર હોલેન્ડમાં મોકલ્યું હતું. ડચ લોકો આથી બહુ મુંઝવણમાં પડ્યા હતા અને દેશનો બચાવ કેવી રીતે કરવો તેનો વિચાર કરવા લાગ્યા હતા. સમગ્ર દેશ ઉપર આ ભારે આફત આવી પડેલી જોઇ ડચ લોકો એકઠા થયા અને દેશનો બચાવ કરવાનું કામ વિલિઅમને સોંપવાનું તેમણે ઠરાવ્યું. આ વિલિયમના દાદા મુંગા વિલિઅમના નામથી ઓળખાતા હતા. ઇંગ્લાંડમાં ઇલીઝાબેથ રાણી રાજ્ય કરતી હતી તે વખતે હોલેન્ડ ઉપર સ્પેઇનનો અમલ ચાલતો હતો અને મુંગા વિલિઅમે ડચ લોકોની સરદારી લઈ હોલેન્ડને સ્પેઇનની ઝુંસરીમાંથી મુક્ત કરી પોતાના દેશને સ્વતંત્ર કર્યો હતો. તે વખતથી ડચ લોકોમાં મુંગા વિલિઅમના કુટુંબને પહેલી પંક્તિનું ગણવામાં આવતું હતું. મુંગા વિલિયમનું સ્પેઇનના કાવાદાવાથી ખાનગી રીતે ખુન થયું હતું અને આવા કાવાદાવાને લીધે વિલિઅમ છેક બાળક હતો ત્યારથી જ તેને ચારે તરફ નજર રાખીને રહેવું પડતું હતું. આવી સ્થીતિમાં તે ઉછર્યો હતો તેથી તે પૂરો વ્યવહાર કુશળ થયો હતો અને પોતાના વિચાર મનમાં ને મનમાં રાખતાં શીખ્યો હતો. તેની સોળ વર્ષની ઉમ્મર થઇ તે વખતે ફ્રેન્ચ લશ્કર હોલેન્ડમાં દાખલ થવાથી ડચ સરદારોએ વિલિયમ પાસે જઈ દેશના બચાવને સારૂ આગેવાની લેવાની તેને વિનંતી કરી. વિલિઅમની ઉમ્મર નાની હતી પણ સ્વદેશપ્રેમ તેનામાં પુષ્કળ હતો અને પોતાના દેશમાં ફ્રેન્ચ સત્તા દાખલ થાય તે તેનાથી ખમાતું નહોતું તેથી તેણે સરદારી લેવાનું કબુલ કરી લોકોને જણાવ્યું કે જરૂર પડશે તો આપણા આખા દેશને ડુબાડી દઇ આપણાં ઘરબાર બધાં દરીઆની તળેટીમાં પહોંચાડી દઇશું અને આપણી પ્રજા વહાણોમાં નીકળી જઈ

પેસીફીક મહાસાગરના કોઈ બેટમાં નવું હોલેન્ડ વસાવીને રહીશું પણ આપણા દેશની એક તસુ પણ જમીન ફ્રેન્ચ રાજ્યના હાથમાં જવા દઇશું નહીં. હોલેન્ડની જમીન દરીઆની સપાટીથી નીચી છે તેથી તે દેશમાં ભરતી વખતે દરીઆનું પાણી આવતું અટકાવવાને મોટી દીવાલો બાંધી લેવી પડી છે. આ દીવાલોને તોડી નખે અગર તેમાં બાકાં પાડે તો દરીઆનું પાણી ભરતી વખતે દેશમાં ભરાઇ આવે છે એટલે દીવાલનો કોઇ પણ ભાગ તોડી પાડે તો તે ભાગની પાસેના પ્રદેશમાં તરત પાણી ફરી વળે એમ રહે છે. વિલિઅમે ડચ પ્રજાની સરદારી લઇ ખરી સ્વદેશભક્તિથી લડત શરૂ કરી તેથી પ્રજામાં નવું શૂર આવ્યું અને ફ્રેન્ચ લશ્કરને અટકાવવા સારૂ દીવાલનો થોડોક ભાગ તોડી પાડી લશ્કરને ફ્રાન્સથી નોરાળું પાડી તેને પાછા હઠવાની ફરજ પાડી. આ પ્રમાણે સોળ વર્ષની ઉમરે ચૌદમા લુઇની સામે વિલિઅમે ટક્કર ઝીલી હતી અને તે વખતથી ફ્રાન્સના રાજાને તે પોતાના કટ્ટા દુશ્મન જેવો ગણતો હતો. ફ્રાન્સનો રાજા ઇંગ્લાંડમાં યુક્તિ પ્રયુક્તિઓ કરી ચાર્લ્સ બીજાના અને જેઇમ્સ બીજાના વખતમાં ઇંગ્લાંડને યુરોપની તકરારોમાં ભાગ લેતું અટકાવી શક્યો હતો અને ઇંગ્લાંડના નાણાં અને તેના નૌકાબળ અને લશ્કરી બળની મદદ હોલેન્ડને મળે તો ચૌદમા લુઇની સત્તાને સખ્ત ફટકો મારવાની વિલિઅમની ઉમેદ હતી. બીજા ચાર્લ્સના વખતમાં વિલિઅમ એક વખત ઇંગ્લાંડને હોલેન્ડના પક્ષમાં લઇ શક્યો હતો અને તે વખતે લુઇને નમતું આપવાની ફરજ પડી હતી. એજ અરસામાં વિલિઅમનાં જેઇમ્સની મોટી દિકરી મેરી સાથે લગ્ન થયાં હતાં. ચૌદમા લુઇને તેથી ગુસ્સો તો ઘણો ચડયો હતો, પણ તેનું કાંઈ ચાલ્યું નહોતું. તે વખતથી વિલિઅમ પોતાને તક મળવાની રાહ જોઈ રહ્યો હતો અને ૧૬૮૮ માં ઇંગ્રેજ પ્રજા તરફનું આમંત્રણ આવ્યું તે આજ કારણથી તેણે ખુશીથી સ્વીકારી લીધું હતું. સ્કોટલેન્ડમાં અને આયર્લેન્ડમાં પોતાની સત્તા બરોબર જમાવી એટલે યુરોપમાં ચૌદમા લુઇની સત્તા

તોડવા તરફ વિલિઅમે નજર કરી અને ફ્રાન્સના રાજાએ જેઇમ્સને મદદ આપી હતી તેથી ઇંગ્લાંડની પાર્લામેન્ટે વિલિઅમને ફ્રાન્સની સામે યુદ્ધ કરવા સારૂ પુરતી મદદ આપી. આ પ્રમાણે ૧૬૯૧ ની સાલથી યુદ્ધની શરૂઆત થયેલી ગણી શકાય આ યુદ્ધ કાંઇ નાનું સુનું નહોતું, તેમજ ચૌદમા લુઇ અને વિલિઅમની દુશ્મનાવટનો જ એમાં સવાલ નહોતો, પણ આખી પૃથ્વી ઉપર રાજ કરનાર યુરોપમાંથી ફ્રેન્ચ પ્રજા બહાર આવે કે ઇંગ્રેજ પ્રજા તે બાબતનો એક મહાન યુદ્ધથી નીકલ કરવાનો હતો. આ સવાલનો એકદમ નીકાલ થઇ શકે એમ નહોતું અને ફ્રાન્સે અને ઇંગ્લાંડે આ સવાલનો નીકાલ કરવા સારૂ એક સૈકા સુધી લઢયા કર્યું છે. પંદરમા સૈકાની આખરે યુરોપખંડ આખી પૃથ્વી સાથે સંબંધમાં આવ્યો ત્યારથી યુરોપખંડની જુદી જુદી પ્રજાઓ દુનીઆમાં સર્વોપરીપણું લેવા બહાર પડી હતી. સૌથી પહેલાં પોર્ટુગલના લોકો બહાદુર વહાણવટી તરીકે બહાર આવ્યા, અને અમેરીકામાં તેમજ એશીઆમાં હિંદુસ્તાનનાં અને આસપાસના દેશોનાં બંદરોમાં તેમણે પોતાની સત્તા જમાવી. પણ પોર્ટુગાલ ન્હાનો દેશ હોવાથી તે પોતાની સત્તા જાળવી શકયો નહીં અને સ્પેઇનના રાજ્યે પોર્ટુગાલ જીતી લઇ સ્પેઇનની સત્તા અમેરીકામાં જમાવી અને પૃથ્વી ઉપર પોતાની સત્તા ફેલાવવાનો પ્રયત્ન કર્યો. સોળમા સૈકામાં સ્પેઇનને ઇંગ્લાંડ સાથે હરીફાઇમાં ઉતરવાનું થયું અને ઇંગ્લાંડના સાહસીક ખલાસીઓએ સ્પેઇનની સત્તાને ઠેકાણે ઠેકાણે હરાવવા માંડી. છેવટે સ્પેઇનના રાજાએ અજીત નૌકા સૈન્ય તૈયાર કરી ઇંગ્લાંડની સત્તા હંમેશને માટે તોડી પાડવાની કોશીશ કરી પણ તે નૌકાસૈન્યની હારથી સ્પેઇનની સત્તાને સખ્ત ફટકો પડયો અને દરીઆ ઉપર ઇંગ્લાંડની સત્તા ઘણી મજબુત થઇ. સત્તરમા સૈકામાં સ્પેઇનનું રાજ્ય છેક જ નિર્માલ્ય થઇ ગયું હતું અને એ સૈકામાં ચૌદમા લુઇના વખતમાં ફ્રાન્સ ઘણું જબરૂં થતું હતું. ફ્રાન્સની સાથે યુદ્ધમાં ઉતરતાં પહેલાં હોલેન્ડના ન્હાનકડા રાજ્યનું દરીઆઇ બળ ઇંગ્લાંડે તોડી પાડયું

હતું, અને ઓલીવર ક્રોમ્વેલના વખતમાં વલંદાનાં વહાણનો વેપાર તોડી પાડવા સારૂ ઇંગ્લાંડમાં કાયદા ઘડયા હતા. વલંદાના નૌકા-સૈન્ય સાથે ઇંગ્રેજ નૌકા સૈન્યને ક્રોમ્વેલના વખતમાં અને બીજા ચાર્લ્સના વખતમાં યુદ્ધ થયાં હતાં અને છેવટે ફ્રાન્સની સત્તા વધતી જતી જોઈ આ બે રાજ્યોએ એકઠા થઇ ફ્રાન્સની સામે લડવાનું રાખ્યું હતું. ફ્રાન્સની સત્તાને કાબુમાં રાખી ઇંગ્લાંડને પોતાની સત્તા વધારવાનો માર્ગ ખુલ્લો કરી આપવાનું માન વિલિઅમને ઘટે છે અને પરદેશી હોવા છતાં વિલિઅમે આ રીતે ઇંગ્લાં-ડની ઘણી સારી સેવા બજાવી છે. વિલિઅમના વખતથી જે યુદ્ધ શરૂ થયાં તે છેક ૧૮૧૫ ની સાલ સુધી ચાલ્યાં અને આ સવાસો વરસના ગાળામાં હિંદુસ્તાનનાં નાણાં અને હિંદુસ્તાનનો વેપાર ઇંગ્લાંડના હાથમાં આવવાથી પુષ્કળ નાણું રેડી ઇંગ્લાંડ ફ્રાન્સ-ની સામે લડવામાં બીજાં રાજ્યોને સાથે લઇ શક્યું અને ફ્રાન્સના અંધેરનો અને ફ્રેન્ચ અમલની ગેરવ્યવસ્થાનો લાભ લઇ ચારે ખંડમાં પોતાની સત્તા જમાવી શક્યું. આ પ્રમાણે વિલિઅમે શરૂ કરેલો વિગ્રહ છૂટો તપાસી શકાય એમ નથી પણ આ મહાન યુદ્ધની શરૂઆત તરીકે એ વિગ્રહનો બરોબર ખ્યાલ કરવાનો છે. આ વિગ્રહ વખતે ઇંગ્લાંડનું રાજ્યતંત્ર વિલિઅમ જેવા કુનેહબાજ અને દૃઢ મનના આગેવાનના હાથમાં હતું તે પણ ઇંગ્લાંડનું સુભાગ્યજ હતું. ૧૬૯૨ ની સાલમાં આયર્લૅન્ડમાં પોતાની સત્તા જમાવી વિલિઅમ બેલજીઅમમાં લડવા સારૂ ગયો અને ત્યાર પછી દરવર્ષે લડાઇની ઋતુની શરૂઆત થતાંજ વિલિઅમ બેલજીઅમમાં જઇ પહોંચતો હતો. તે યુદ્ધમાં કુશળ હતો અને લશ્કરની વ્યવસ્થા અને ગોઠવણ સારી રીતે કરી જાણતો હતો પણ ફ્રાન્સના કસાયેલા સરદારો સામે તેને યુદ્ધ કરવાનું હતું તેથી તે એકે લડાઇમાં જીતી શક્યો નહીં પણ લડાઈમાં હારી ગયા છતાં તે પોતાના લશ્કરને એટલું સુવ્યવસ્થીત રાખી શકતો હતો કે દુશ્મનને તેમની જીતનો લાભ મળતો નહીં.

૧૬૯૨ માં સ્ટીન્કર્ક આગળ અને ૧૬૯૩ માં લેન્ડન અથવા નીર-વીન્ડન આગળ વિલિયમ હારી ગયો પણ ફ્રેન્ચ લશ્કરને તેણે આગળ વધતું અટકાવ્યું. ત્યાર પછી લાંબા વખત સુધી નામુરને ઘેરો ઘાલી ૧૬૯૫ માં એ શહેર વિલિઅમે કબજે કર્યું અને ફ્રેન્ચ લશ્કરને બેલ્જીઅમમાંથી હાંકી કહાડયાં. જમીન ઉપર આ પ્રમાણે યુદ્ધ ચાલતું હતું તેજ વખતે દરીઆ ઉપર ફ્રેન્ચ કાફલાએ લડાઇ શરૂ કરી હતી. ૧૬૯૦ ની સાલમાં ઇંગ્રેજ ખાડીમાં ડચ લોકોનાં અને ઇંગ્રેજનાં વહાણ સામે ફ્રેન્ચ કાફલો લડાઇમાં ઉતર્યો. આ વખતે ઇંગ્રેજ સરદારે અદેખાઇથી ડચ લોકોને મદદ કરી નહીં તેથી બીચીહેડ નામની ભૂશીર આગળ ડચ લોકોનો કાફલો હારી ગયો. આમ અંદર અંદરના કુસંપથી ડચ લોકોની હાર થઇ અને ત્યાર પછી ઇંગ્લાંડના કિનારા ઉપર ફ્રેન્ચ કાફલાએ થોડાંક ઇંગ્રેજ વહાણને પણ નુકસાન પહોંચાડ્યું. ૧૬૯૨ ની સાલમાં ઇંગ્લાંડ ઉપર ધસારો કરવા સારૂ ફ્રાન્સે એક નૌકા સૈન્ય તૈયાર કર્યું અને ઇંગ્રેજ પ્રજાના મનમાં તેથી ધ્રાસ્કો પડયો. આ વખતે ઇંગ્રેજ કાફલાના સરદાર રસલ નામનો રોમન કેથલીક ઉમરાવ હતો અને જેઇમ્સને ગાદી ઉપર લાવવાની આ ઉમરાવની ઇચ્છા હતી અને તે બાબતમાં એ કેટલીક ખટપટ પણ કરતો હતો એટલે સ્વાભાવીક રીતે ઇંગ્રેજ પ્રજાને ડર રહેતો હતો કે આ અમલદાર દેશના બચાવને માટે કાંઇ કરશે નહીં અને ઇંગ્રેજ કાફલો જરૂર હારી જશે. લોકોની આવી લાગણી હતી અને વિલિઅમ તો બેલજીઅમમાં લડાઇમાં રોકાયેલો હતો તેથી મેરીએ રસલને લખી જણાવ્યું કે દેશની આબરૂ તમારા હાથમાં છે અને તમારા ઉપર પૂર્ણ વિશ્વાસ રાખી દેશના બચાવનું કામ તમને સોંપેલું છે. રસલને આ કાગળ મળ્યો અને એને પોતાને કાને પણ વાતો આવતી હતી કે તેનું વલણ જેઇમ્સની તરફ હતું તેથી લોકોને ધીરજ રહેતી નહોતી. તેથી તેણે નૌકા સૈન્યના અમલદારોને એકઠા કરી કહ્યું કે હું રોમન કેથલીક પંથનો છું અને જેઇમ્સને ઇંગ્લાંડની

ગાદી ઉપર લાવવાની મારી ઇચ્છા છે એ ખરૂં પણ હું અંગ્રેજ છું અને મારા દેશનું ફ્રેન્ચ પ્રજાને હાથે અપમાન થાયએ હું કદી પણ સહન કરીશ નહીં અને જેઇમ્સ ફ્રાન્સની મદદથી ઇંગ્લાંડની ગાદી લેવાની ઇચ્છા રાખતો હોય તો હું તેને કોઇ પણ રીતની મદદ આપીશ નહીં એટલું જ નહિ પણ ખુદ જેઇમ્સ ફ્રાન્સના વહાણમાં ઇંગ્લાંડ તરફ આવતો હશે તો તે વહાણને પણ ડુબાડી દેવા સારૂ મારા બનતા પ્રયત્ન કરવા હું ચુકીશ નહીં. રસલનાં આ વચનથી કાફલાના અમલદારો અને ખલાસીઓને ધીરજ આવી અને ફ્રેન્ચ કાફલાની સામે મજબુત મનથી લડવાને તેઓ તૈયાર થયા. બન્ને કાફલા વચ્ચે લાહોગ આગળ દરીઆમાં લડાઇ થઇ અને એ લડાઇમાં ફ્રેન્ચ કાફલાની સખ્ત હાર થઈ. લાહોગની લડાઇથી ફ્રેન્ચ દરીઆઇ સત્તાને એવો ફટકો પડયો કે લાહોગ પછી સો વર્ષ સુધી તે કાફલો ઈંગ્લાંડની સામે માથું ઉંચકી શકયો નથી. ઇલીઝાબેથના વખતમાં અજીત નૌકા સૈન્યને હરાવી ઈંગ્લાંડના કાફલાએ નામના મેળવી હતી તેજ પ્રમાણે લાહોગની લડાઇમાં ફ્રેન્ચ કાફલાને હરાવી ઇંગ્લાંડે પોતાના નૌકાબળની કીર્ત્તિ વધારી મુકી. આ લડાઇમાં રસલની સ્વદેશપ્રીતિને માટે આપણે માનની લાગણીથી જોઇએ છીએ અને ઈંગ્લાંડ બીજા પંથના રાજાના હાથમાં હતું પણ ફ્રેન્ચ નૌકા સૈન્ય ઇંગ્લાંડની સામે જીતી જાય એ તેની સ્વદેશભક્તિને રૂચ્યું નહીં અને પોતાના દેશના માનને ખાતર પોતની ધાર્મિક લાગણીઓને બાજુ ઉપર રાખી તેણે જે યુદ્ધ કર્યું એ ખરેખર પ્રશંસા પાત્ર છે. દરીઆ ઉપર આ જીત મેળવ્યાથી ઇંગ્રેજ ખલાસીઓ બહુ ઉત્સાહમાં આવી ગયા અને ફ્રાન્સનાં બંદરોમાં જઇ ત્યાં પણ તેમનાં વહાણ ડુબાડી આવવાની હિંમત કરવા લાગ્યાં. ૧૬૯૩ માં બ્રેસ્ટના બંદર ઉપર છુપી રીતે છાપો મારવાનો વિચાર કરી એક લસ્કર લઇ ઇંગ્રેજ વહાણ નીકળ્યાં પણ તે વખતના લશ્કરી સરદારની માર્લબરોનો ઉમરાવ જેણે પાછળથી એનના વખતમાં ઇંગ્લાંડના એક મહાન

સરદાર તરીકે નામના મેજરી છે તે, અદેખાઇ કરતા હતા અને એ અદેખા-ઇથી માર્લબરોએ ફ્રેન્ચ લોકોને ઇગ્રેજ લશ્કરના ઇરાદાની ખબર આપી દીધી એટલે ફ્રેન્ચ લશ્કર ઇંગ્રેજની સામે થવાને તૈયાર થઇ રહ્યું અને છુપી રીતે છાપા મારવાની યોજના રદ ગઇ. ઇંગ્રેજ લશ્કરનો સરદાર બ્રેસ્ટ આગળ ઝપાઝપીમાં માર્યો ગયો અને કાફલાને તેમજ લશ્કરને પાછા ફરવું પડયું. નામુરનો કિલ્લો ૧૬૯૫ માં વિલિઅમે જીતી લીધો એટલે ચૌદમા લુઇએ સલાહ કરવાની ઇચ્છા બતાવી અને બન્ને રાજાઓને બીજી લડત માટે તૈયારીઓ કરવાની હતી તેથી સલાહ કરવામાં કાંઇ વિઘ્ન આવ્યું નહીં. ૧૬૯૭ માં રીસ્વીક આગળ સલાહ થઈ. આ સલાહની સરતો પ્રમાણે ચૌદમા લુઇએ પોતે જીતી લીધેલો પ્રદેશ પાછો આપી દેવાનું કબુલ કર્યું અને ઇંગ્લાંડની ગાદી ઉપર વિલિઅમને રાજા તરીકે સ્વીકાર્યો અને ઇગ્લાંડ-ની પાર્લામેન્ટ ગાદીના વારસાને માટે જે કાંઈ પ્રબંધ કરે તે કબુલ રાખવાનું વચન આપ્યું અને વધારામાં જણાવ્યું કે જેઈમ્સ બીજાને હું કોઈ પણ પ્રકારની મદદ આપીશ નહીં. આ પ્રમાણે વિલિઅમ ઈંગ્લાંડની મદદથી પોતાના દુશ્મને હંફાવી શક્યો અને પોતાની ધારણા પ્રમાણે સલાહની શરતોને તેની પાસે કબુલ કરાવી અને પોતાનું કાર્ય કાંઇક અંશે પાર પડેલું તે માનવા લાગ્યો.

**પ્રધાન મંડળનો નવો સિદ્ધાંત:** ૧૬૯૩ માં વિલિઅમ ઇંગ્લાંડ પાછો આવ્યો તે વખતે રાજ્યમાં તેને ઘણી ગડબડ જણાઇ. તેણે પહેલું પ્રધાન મંડળ ૧૬૮૯ માં બનાવ્યું ત્યારે કોઇ પણ પક્ષ નાખુશ થાય નહીં તેટલા સારૂ વ્હિગ અને ટોરી બન્ને પક્ષમાંથી આગેવાનોને તેણે પ્રધાનમંડળમાં લીધા હતા પણ આવી રીતનું પ્રધાનમંડળ રાજાની કે પાર્લામેન્ટની મરજી સાચવી કામ કરી શકતું નહીં અને પાર્લામેન્ટના સભાસદોનો પણ કાંઇ ઢંગધડો રહેતો નહોતો એટલે સંખ્યાબંધ સભાસદો ગમે તેવું અગત્યનું કામ ચાલતું હોય તે પડતું મુકી ટેનીસ રમવા સારૂ અગર બીજી કોઇ રીતે આરામ

લેવા જતા રહેતા હતા અને કોઇ કોઇ વાર મરઘડાંની લડાઈ જોવા ચાલ્યા જતા હતા અને બાકી રહેલા સભાસદો પોતાની મરજીમાં આવે તેમ કાયદા પસાર કરતા હતા. આ સ્થિતિ દૂર કરવાનો ઉપાય વિલિયમને સન્ડરલેન્ડે બતાવ્યો. સન્ડરલેન્ડ જેઇમ્સ બીજાના સહકાર મંડળમાં હતો અને એ રાજાની મરજી સાચવવા સારૂ તે પોતાનો ધર્મ છોડી રોમન કેથલીક પંથમાં ગયો હતો. આ પ્રમાણે ધર્મની કે પંથની દરકાર સન્ડરલેન્ડને નહોતી પણ લોકલાગણી કઇ દિશામાં છે તેનું માપ એ બહુ સરસ કહાડી શકતો હતો. ૧૬૮૮ માં જેઇમ્સનો પક્ષ છેક લૂલો થઈ ગયેલો જોઈ તે વિલિઅમના પક્ષમાં જતો રહ્યો હતો. ૧૬૯૩ ની સાલની સ્થીતિ જોઇ તેણે વિલિઅમને સમજાવ્યું કે પાર્લામેન્ટ દેશમાં કરતાકારવતા થયેલી છે તેથી પ્રધાનમંડળની નીમણુંક કરતી વખતે રાજાએ પાર્લામેન્ટમાં કયા પક્ષની બહુમતી છે તે ઉપર ધ્યાન આપવું અને આમની સભામાં જે પક્ષની બહુમતી હોય તે જ પક્ષના આગેવાનોને રાજાએ પ્રધાનમંડળમાં લેવા. વિલિઅમની આવો નવો સિદ્ધાંત દાખલ કરવાની ઇચ્છા તો નહોતી પણ પોતાનું કાર્ય પાર પાડવા સારૂ પાર્લામેન્ટની સહાનુભુતિની તેને જરૂર હતી અને પાર્લામેન્ટના સભાસદો પ્રધાનમંડળના પક્ષના હોય તો પ્રધાન મંડળને પોતાના પક્ષમાં રાખી પાર્લામેન્ટ પાસે પોતાના ધાર્યા પ્રમાણે કામ કરી શકાય એમ તેને જણાયું. તેથી સન્ડરલેન્ડની સલાહ તેણે માન્ય રાખી અને ૧૬૯૪ માં વ્હિગ પક્ષમાંથી આખું પ્રધાનમંડળ તેણે પસંદ કર્યું. આ સિદ્ધાંત વિલિયમના વખતમાં દાખલ થયો તે વખત જતાં વધારે મજબુત બનતો ગયો છે અને પ્રધાન મંડળ માટે ઈગ્લાંડના બંધારણમાં કોઇ ઠેકાણે એક શબ્દ પણ કહેવાયેલો નથી તેમ છતાં આ સિદ્ધાંત પ્રમાણે જ પ્રધાનમંડળ નીમાય એ હવે ચોક્કસ થઇ ગયેલું છે. પ્રધાનમંડળની બહુમતી આમની સભામાં ના હોય તો તેમણે તરત જ પાર્લામેન્ટને રજા આપી પ્રજામત પોતાના પક્ષમાં છે કે કેમ તે અજમાવી જોવું જોઇએ અને નવી પાર્લામેન્ટમાં

પોતાની બહુમતી ન હોય તો તેમણે રાજીનામું આપી દઇ આમની સભાની બહુમતી હોય તે પક્ષના આગેવાનો માટે જગ્યા કરી આપવી જોઇએ. એ સિદ્ધાંત પ્રમાણે જ પ્રધાનમંડળ રહી શકે છે.

**ત્રીવાર્ષિક પાર્લામેન્ટઃ**—વિલિઅમ ચૌદમા લુઇ સાથે લડવામાં રોકાયેલો હતો તે અરસામાં ઇંગ્લાંડની પાર્લામેન્ટે પોતાનું મહત્ત્વ વધારવા સારૂ કેટલાક અગત્યના કાયદા પસાર કર્યાં અને રાજાને ઇંગ્લાંડની પાર્લામેન્ટની પોતાના કાર્યમાં સહાય્ય જોઇતી હતી તેથી તેણે તે મંજુર કરી આપ્યા. આવા કાયદામાંનો એક ત્રીવાર્ષિક પાર્લામેન્ટનો કાયદો હતો. સ્ટુઅર્ટ વંશનો પહેલો રાજા જેઇમ્સ ૧૬૦૩ માં ગાદીએ આવ્યો ત્યારથી પાર્લામેન્ટને રાજા સાથે તકરારો શરૂ થઇ હતી. આ જેઇમ્સે સાત વર્ષ પાર્લામેન્ટ વગર ચલાવી લીધું હતું અને તેના દિકરા પહેલા ચાર્લ્સના વખતમાં અગીઆર વર્ષ પાર્લામેન્ટ વગર નીકળી ગયાં હતાં પણ લાંબી પાર્લામેન્ટે રાજા આવી જહાંગીરી ફરીથી કરી શકે નહીં તેટલા માટે ૧૬૪૧ ની સાલમાં ત્રીવાર્ષિક પાર્લામેન્ટનો કાયદો પસાર કર્યો હતો. એ કાયદા પ્રમાણે કોઇ પણ રાજા ત્રણ વર્ષ કરતાં વધારે મુદત સુધી પાર્લામેન્ટ વગર ચલાવી શકે નહીં એમ ઠરાવ્યું હતું અને ત્રણ વર્ષ પૂરાં થાય અને રાજા પાર્લામેન્ટ બોલાવે નહીં તો શહેરમાં અને પરગણામાં મુખીઓ રાજાના હુકમ વગર પણ પાર્લામેન્ટના સભાસદોની ચુંટણી કરવાનો પ્રબંધ કરે અને તે પ્રમાણે ચુંટાએલા પ્રતિનિધિઓ પાર્લામેન્ટમાં આવીને બેસે અને કામ શરૂ કરે. આ પ્રમાણે કાયદાથી દર ત્રણ વર્ષને આંતરે રાજાને પાર્લામેન્ટ બોલાવવાની ફરજ પાડવામાં આવી. ૧૬૪૧ ની સાલ પછી વસ્તુસ્થીતિ ઘણી બદલાઇ ગઇ હતી અને પાર્લામેન્ટ વગર રાજાને ચાલેજ નહીં એમ થયું હતું એટલે પહેલા જેઇમ્સ કે પહેલા ચાર્લ્સની માફક સાત વર્ષ કે અગીઆર વર્ષ પાર્લામેન્ટ વગર જ રાજા કારભાર ચલાવે એવો સંભવ રહ્યો નહતો પણ બીજા ચાર્લ્સનાં વખતમાં એક નવી મુશ્કેલી જણાઇ આવી. ૧૬૬૧ માં બીજા ચાર્લ્સે

પાર્લામેન્ટ બોલાવી તેમાં મોટા ભાગના સભાસદો એને મનમાનતા મળ્યા હતા અને તે કહે તે પ્રમાણે કરવાને તૈયાર હતા તેથી થોડો. થોડો વખત રજા આપીને રાજાએ એની એ પાર્લામેન્ટ અરાઢ વર્ષ સુધી કાયમ રાખી હતી. આ પાર્લામેન્ટમાં ઘણાખરા સભાસદો બીજા ચાર્લ્સ-નો કે ચૌદમા લુઇનો પગાર લેતા હતા તેથી તે પાર્લામેન્ટને પગારદાર પાર્લામેન્ટ નામ આપવામાં આવ્યું છે. વળી ઈંગ્લાંડમાં પાર્લામેન્ટની સત્તા વધતી ગઇ અને સભાસદોની જવાબદારી બીલકુલ નહોતી તેથી બીજા ચાર્લ્સના વખતમાં પાર્લામેન્ટમાં લાંચ રૂશ્વતનું જોર પણ ઘણું વધી પડયું હતું. આ પ્રમાણે રાજા ઘણા લાંબા વખત સુધી લોકમતની દરકાર કર્યાં વગર એકની એક પાર્લામેન્ટ રાખી શકે નહીં એવા હેતુથી વિલિઅમના વખતમાં ૧૬૯૪ ની સાલમાં એક કાયદો પસાર કરવામાં આવ્યો. લાંબી પાર્લામેન્ટે પસાર કરેલા ત્રીવાર્ષિક કાયદાની હવે જરૂર જણાતી નહોતી એટલે તે કાયદાનો અમલ બંધ થયો હતો પણ નવી વસ્તુસ્થિતિને પહોંચી વળવા સારૂ જે કાયદો પસાર થયો તેને પણ ત્રીવાર્ષિક કાયદો જ કહેવામાં આવે છે. આ કાયદાથી એક પાર્લામેન્ટની જીંદગીની મુદત ત્રણ વર્ષની ઠરાવવામાં આવી એટલે રાજાએ દર ત્રણ વર્ષે નવી પાર્લામેન્ટ બોલવવી જ જોઇએ એમ ઠર્યું. એટલે પોતાને મનમાનતી કે ગમે તેવી પાર્લામેન્ટ રાજાને મળી હોય તો પણ ત્રણવર્ષને આંતરે લોકમત જાણવા સારૂ તેને નવી પાર્લામેન્ટ બોલાવવી જ પડે એમ ઠર્યું. આ કાયદાથી પાર્લામેન્ટના સભાસદ ઉપર મત આપનારાઓની વધારે અસર રહેવાનો સંભવ રહ્યો. આ ત્રીવાર્ષિક કાયદો ૧૭૧૬ સુધી અમલમાં રહ્યો પણ તે વર્ષમાં પાર્લા-મેન્ટની મુદત ત્રણ વર્ષને બદલે સાત વર્ષની ઠરાવી સપ્તાહીક કાયદો પસાર કરવામાં આવ્યો. આ સપ્તાહીક કાયદાનો અમલ છેક ૧૯૧૦ સુધી ચાલ્યો અને પાંચ વર્ષની મુદત ઠરાવવાનો પંચવાર્ષીક કાયદો ૧૯૧૦ માં પસાર થયો છે. આ ઠરાવેલી મુદતની અંદર ગમે તે વખતે પાર્લામેન્ટને રજા આપવાની રાજાને સત્તા છે પણ પ્રધાનમંડ-

ળનો પૂરેપૂરો કાબુ રાજાના ઉપર થયા પછી એ સત્તાનો અમલ પ્રધાનમંડળની સલાહ પ્રમાણે જ થાય છે એટલે ઠરાવેલી મુદત દરમીઆન પ્રધાન મંડળને અનુકુળ લાગે અથવા જરૂર જણાય ત્યારે પાર્લામેન્ટને રજા આપી નવી પાર્લામેન્ટની ચુંટણી કરવાની ગોઠવણ થાય છે.

**છાપખાનાંનું છુટાપણું:**—છાપવાની કળાનો યુરોપમાં પસાર થયો અને તે ઇંગ્લાંડમાં દાખલ થઇ ત્યારથી પુસ્તકો વીગેરે ઉપર ધર્મગુરૂઓની દેખરેખ રહેલી હતી અને હિંદુસ્તાનમાં જેમ કેળવણીની બધી વ્યવસ્થા બ્રાહ્મણોના હાથમાં હતી તેમ યુરોપના દેશોમાં પણ કેળવણીની વ્યવસ્થા અને પુસ્તકોના અભ્યાસની બધી ગોઠવણ ધર્મગુરૂઓ જ કરતા હતા અને વિદ્યા કે સાહિત્યનો જેને શોખ હોય તે પોતાની જીંદગી કોઈ મંદિર અથવા મઠમાં ગુજરતા હતા આ પ્રમાણે ધર્મગુરૂઓની દેખરેખ નીચે બધી કેળવણી રહેલી હતી. યુરોપમાં વિદ્યાની વૃદ્ધી સાથે ધર્મગુરૂઓની સત્તાનો અંત આવ્યો અને પ્રોટેસ્ટન્ટ ધર્મ દાખલ થયો ત્યારથી આ દિશામાં પણ વિપ્લવ થયેલો જણાય છે. આઠમા હેન્રીના વખતમાં પુસ્તકો અને છાપખાનાં ઉપર અંકુશ રાખવાની જરૂર જણાઇ અને તે વખતમાં કાયદો પસાર કરી રાજાના અમલદારોને ચોપડીઓ વીગેરે જે કાંઇ છપાવવાનું હોય તે ઉપર તપાસ રાખવાની સત્તા આપવામાં આવી હતી. બીજા ચાર્લ્સના વખતમાં છાપખાનાં ઉપર અંકુશ મુકનારો કાયદો પાર્લામેન્ટે પસાર કર્યો અને તે દરવર્ષે નવેસરથી પસાર કરવાનું ઠરાવ્યું. વિલિઅમના વખત સુધી એ કાયદો દરવર્ષે પસાર કરવામાં આવતો હતો અને રાજાના અમલદારોને છાપખાનાં ઉપર દેખરેખ રાખવાની સત્તા આપવામાં આવતી ૧૬૯૪ માં આ કાયદો પસાર કરવાનો વખત આવ્યો ત્યારે તે પસાર કરવાની પાર્લામેન્ટને જરૂર લાગી નહીં અને વીલીઅમે પણ એ કાયદા માટે આગ્રહ કર્યો નહીં એટલે છાપખાનાંને પૂરેપૂરી છૂટ આપવા જેવો અગત્યનો ફેરફાર આપોઆપ શાંતિથી થઈ ગયો. આ છૂટનો વિલિઅમના વખતમાં ગેરઉપયોગ પણ થયો હતો અને વિ-

લિઅમના ઉપર અંગત હુમલા કરનારાં લખાણો પણ છપાતાં હતાં પણ વિલિઅમે એવા અંગત હુમલાની દરકાર કરી નહીં અને છાપખાનાં સ્વતંત્ર થવાથી દેશને મોટો લાભ મળ્યો.

**રાજ્યદ્રોહના કાયદામાં ફેરફાર:**—રાજદ્રોહનું તહોમત જેના ઉપર મુકવામાં આવે તેની સામે વિલિઅમના વખત સુધી બહુ સખ્તાઇથી કામ લેવાતું અને રાજ્યના અમલદારો તરફથી મરજી પ્રમાણે તેને શિક્ષા કરાવી શકાતી. પણ ૧૬૯૬ માં કાયદામાં ફેરફાર કરી રાજ્યદ્રોહના તહોમતદારને પણ વકીલની મદદ મળી શકે એમ ઠરાવ્યું; અને આવા તહોમતદારને અન્યાય થતો અટકાવવા એમ નક્કી કર્યું કે તેનાં જે કૃત્યો માટે તેને રાજ્યદ્રોહી ઠરાવવાનો હોય તે કૃત્યો થયા પછી ત્રણ વર્ષની અંદર જ તેના ઉપર કામ ચલાવી શકાય અને રાજ્યદ્રોહનું દરેક કૃત્ય સાબીત થયેલું માનવા ઓછામાં ઓછા બબ્બે સાક્ષી હોવા જોઇએ. આવી રીતે રાજ્યદ્રોહના આરોપીઓને કાંઇ પણ અન્યાય થતો અટકાવવા સારૂ કાયદામાં પાર્લામેન્ટે સુધારો કરી મુકયો.

**રાજાનું ખર્ચ:**—વિલિઅમે પોતાની મુરાદબર લાવવા સારૂ ઇંગ્લાંડને ફ્રાન્સ સાથે લડાઇમાં ઉતાર્યું પણ આ પ્રમાણે દેશ ઉપર લડાઇનો બાર ઉપાડી લેવા માટે પાર્લામેન્ટે રાજાની પાસે ઘણા હક મેળવી લીધા અને રાજાની સત્તા ઉપર પોતાનો કાબુ પૂરો મજબુત કર્યો. ૧૬૯૦ ની સાલમાં નવી પાર્લામેન્ટ મળી તેમાં ટોરી પક્ષ બહુમતીમાં આવ્યો. આ પાર્લામેન્ટે રાજાના ખર્ચ સારૂ ફક્ત ચાર વર્ષ માટે જ રકમ મંજુર કરી અને રાજાની નાણાં સંબંધી સ્થિતિ ઉપર અંકુશ મૂકયો. આગળ ઉપર આ મંજુરી દર વર્ષે મેળવવાનું ઠર્યું. એટલે રાજા નાણાંની બાબતમાં પાર્લામેન્ટની સત્તામાં જ રહે એમ થયું.

**પ્રજાકિય દેવું**—૧૬૯૨ ની સાલમાં લડાઇના ખર્ચ માટે નાણાંની તંગી લાગવા માડી. વિલિયમ હજી સુધી પરદેશી રાજા જેવો ગણાતો હતો અને ઇંગ્લાંડના વેપારીઓ રાજાની સાખ ઉપર નાણાં ધીરે એવો સંભવ નહોતો તેથી પાર્લામેન્ટે આખી પ્રજાની જ-

વાબદારી ઉપર નાણું લેવાનું ઠરાવ્યું અને દશ લાખ પૌંડનું દેવું કરી કરના પૈસામાંથી તેનું વ્યાજ અપાતું જાય અને રાજ્યની તીજોરીમાં નાણાં આવે તેમ તેમ દેવું કપાતું જાય એમ ગોઠવણ કરી. આ દેવા ઉપર નિયમીત વ્યાજ અપાતું રહ્યું છે અને આખી પ્રજાની આંટ ઉપર દેવું કરવાની શરૂઆત વિલિઅમના વખતથી કરવામાં આવી છે.

**ઇંગ્લાંડની બેન્ક:**—રાજાની નાણાં સંબંધી મુસ્કેલી દૂર કરવા સ્કોટલેન્ડના વિલિઅમ પેટરસન નામના માણસને એક નવો રસ્તો જણાયો. વિલિઅમના વખત સુધી ઇંગ્લાંડમાં અને સ્કોટલેન્ડમાં નાણાવટીઓ પોતાનો વેપાર ચલાવતા અને તેમની આંટ પ્રમાણે તેમની હુંડીઓ અને નોટો દેશના જુદા જુદા ભાગમાં ચલણમાં રહેતી પેટરસનની યોજના પ્રમાણે લન્ડનના કેટલાક વેપારીઓએ એકઠા મળી એક બેન્ક કહાડવાનું નક્કી કર્યું અને તેમને રાજ્ય તરફથી નોટો કહાડવાનો હક્ક અપાય અને કરનાં નાણાં આવતાં જાય તેમ તેમને ત્યાં મુકવાનો પાર્લામેન્ટ બંદોબસ્ત કરે તો તેના બદલામાં બાર લાખ પૌંડની રકમ આઠ ટકાના વ્યાજે રાજાને તુરત આપવા તેમણે કબુલ કર્યું. તે વખતના વ્યાજના દર પ્રમાણે આઠ ટકાનું વ્યાજ સાધારણ ગણી શકાય અને આટલી મોટી રકમ રાજાને સામટી મળી જાય તો તેની નાણાં સંબંધી મુસ્કેલી દૂર થાય એટલું જ નહીં પણ જ્યારે જ્યારે તેને નાણાંની જરૂર પડે ત્યારે બેન્ક પાસેથી નાણાં લેવાની સવડ પણ થઇ શકે. આ વિચારથી વિલિઅમે બેન્ક સ્થાપવાની યોજનાને ૧૬૯૪ ની સાલમાં બહાલી આપી. પાર્લામેન્ટમાં શરૂઆતમાં તો આ બેન્કની યોજના સામે ઘણો વિરોધ હતો, પણ સભાસદોને સમજાવી રાજા બેન્કની બહાલી આપી શક્યો. આ બેન્ક તરફથી નાણાં સંબંધી પૂરતી સવડ વેપારીઓને તેમજ નવા ઉદ્યોગ હુન્નર ખીલવવાનો વિચાર કરનારાઓને મળી અને તેથી દેશના વેપાર ઉદ્યોગ ખીલવવામાં બેન્ક બહુ ઉપયોગી સંસ્થા થઇ પડી હાલના વખતમાં દુનીઆનાં બધા ભાગમાં ઇંગ્લાંડની આ બેન્કની ઘણી સારી સાખ છે અને ઈ-

ગ્લાંડની બેન્કની નોટ સુધરેલી દુનીઆના ગમે તે ભાગમાં ચાલી શકે છે. વિલિઅમે આ બેન્કને હક્ક પટા આપ્યો તેથી વિલિઅમનું પુતળું બેન્કના મકાનમાં મધ્ય સ્થળે મુકેલું આજ પર્યંત જોવામાં આવે છે.

**સિક્કામાં સુધારોઃ**—વિલિઅમના વખતસુધી ઈગ્લાંડનું ચલણી નાણું બહુ કઢંગુ હતું. રૂપાનાં પતરાંના કકડા કરી તે ઉપર રાજ્યની ટંકશાળમાંથી છાપ મારી આપવામાં આવતી અને તે છાપવાળા કકડા સિક્કા તરીકે ચાલતા હતા. આવા સિક્કામાંથી કોરો કાપી લઇને રૂપુ કહાડી લેવાનું લુચ્ચા લોકોને ફાવતું હતું અને સિક્કાની ખરી કિમત નક્કી કરવામાં ઘણી મુશ્કેલીઓ રહેતી હતી. વળી કોઈ કોઇ રાજા ટંકશાળમાંથી જ ઓછા વજનના કકડા કઢાવી સિક્કામાંથી નફો મેળવવાની ગોઠવણ કરતા હતા. આવી લુચ્ચાઇઓથી ઈગ્લાંડનાં નાણાં ઉપર કોઇનો વિશ્વાસ રહેતો નહીં અને પરદેશ સાથેના વ્યવહારમાં અંગ્રેજ વેપારીઓની સાખ રહેતી નહોતી. કેટલાક વખતથી બરોબર માપના નવા સિક્કા ટંકશાળ તરફથી પાડી આપવાની ગોઠવણ થઈ હતી પણ જુના સિક્કા ચલણમાં હતા ત્યાંસુધી આ નવા સિક્કા દટાઈ રહેતા હતા અને જેના હાથમાં તે આવતા તે આ સારા સિક્કાને દબાવી રાખી જુના હલકા સિક્કાથી જ વ્યવહાર ચલાવતા હતા. આથી વેપારની ઘણી હાડમારી રહેતી હતી તે દૂર કરવાના ઉપાય સુચવવા સારૂ એક ખાસ પંચ વિલિઅમના વખતમાં નીમાયું અને પ્રખ્યાત ગણીતશાસ્ત્રી સર આઇઝેક ન્યુટને પણ આ પંચમાં એક સભ્ય તરીકે કામ કર્યું હતું. એ પંચની સુચના પ્રમાણે દેશમાંથી જુના સિક્કાના બદલામાં ટંકશાળમાંથી નવા સિક્કા પાડી આપવાનું રાખ્યું અને આ નવા સિક્કામાં કાંઇ દગો થવાનો સંભવ રહે નહીં તેટલા માટે સિક્કાની કોરો ઉપર કાપા પાડવાની ગોઠવણ થઇ એટલે કોર ઉપરની કાંગરી બરાબર હોય તો જ ખરો સિક્કો છે એમ જણાય અને સિક્કામાં કાંઇ ગરબડ થાય તો કાંગરી ખંડીત થવાથી તે તરત પકડાઇ જાય. જુના સિક્કા પાછા ખેંચી લઈ નવા સિક્કા આપવામાં

ખોટ આવી તેનો બોજો પ્રજાએ ઉપાડી લેવાનું પંચની સુચના ઉપરથી પાર્લામેન્ટે ઠરાવ્યું. સિક્કામાં આ પ્રમાણે સુધારો થવાથી ઇગ્લાંડનાં નાણાંની સાખ બધા દેશમાં સારી થઇ અને વેપારમાં દેશને સારો લાભ થયો.

**બારી ઉપર કર:**—સિક્કાના સુધારાની ખોટ પૂરી પાડવા સારૂ પાર્લામેન્ટે ઘરની બારીઓ ઉપર કર નાંખવાનું ઠરાવ્યું અને બારીની સંખ્યા અને બારીના કાચના માપ પ્રમાણે કર આકારવાનું રાખ્યું. આ કર ૧૬૯૬ થી ૧૮૫૧ સુધી ચાલ્યો અને એ કરનો બોજો બને તેટલો ઓછો આવે એટલા માટે આ દોઢસો વર્ષમાં બંધાયેલાં બધાં ઘરને બને તેટલી થોડી અને નાના કાચની બારીઓ રાખેલી જોવામાં આવે છે.

**ડેરીઅનની યોજના:**—વિલિઅમના વખતમાં સ્કોટલેન્ડના કેટલાક વેપારીઓએ એકઠા થઇ હિંદુસ્તાન અને અમેરીકા સાથે વેપાર ચલાવનારૂં એક મંડળ ઉભું કર્યું આ મંડળનો ખ્યાલ ઈંગ્લાંડની બેન્ક સ્થાપવાની સલાહ આપનાર પેટરસનને થયો હતો અને તેની યોજના પ્રમાણે અમેરીકામાં મધ્યસ્થ સ્થળે એક સંસ્થાન રાખી ત્યાંથી ચારે ખંડ સાથે વેપાર કરવાની ગોઠવણ હતી. ઉત્તર અને દક્ષિણ અમેરીકા ૧૯૧૦ ની સાલથી પનામાની નહેરથી છુટા પડયા છે અને આ નહેરથી આટલાન્ટીક અને પાસીફીક મહાસાગરને જોડી દેવામાં આવ્યા છે. આ નહેર ખોદી કહાડી તે પહેલાં ત્યાં પનામાની સંયોગી ભૂમી હતી અને ઉત્તર અને દક્ષિણ અમેરીકા એ સંયોગી ભૂમીથી જોડાયેલો હતા. આ પનામાની સંયોગી ભૂમીને સત્તરમાં સૈકામાં ડેરીઅનની સંયોગી ભૂમિ કહેતા હતા ડેરીઅન આગળ સંસ્થાન કર્યું હોય તો ત્યાંથી અમેરીકા સાથે અને બીજા બધા ખંડ સાથે સારી રીતે વેપાર ચલાવી શકાય એમ હતું તેથી પેટરસને ત્યાં સ્કોટલેન્ડના વેપારીઓની કોઠી કરવાની સલાહ આપી હતી સ્કોટલેન્ડના વેપારીઓએ અંદર અંદરથી મોટે ભાગે ભંડોળ ભેગું કરી પોતાના

માણસોને ડેરીઅન આગળ વસાહત સ્થાપવા મોકલ્યા અને તેમણે પોતાની કોઠી કરી વેપાર કરવા માંડયો પણ જે પ્રદેશમાં આ વેપારી મંડળીનાં માણસો વસવાટ કરવા ગયાં તે જમીન ઉપર સ્પેઇનના લોકો દાવો કરતા આવ્યા અને સ્પેઇનના વેપારીઓ સાથે આ મંડળને તકરારમાં ઉતરી લઢવું પડયું વળી ઇંગ્રેજ વેપારીઓ સ્કોટલેન્ડના વેપારી મંડળની અદેખાઇ કરતા હતા અને ઇંગ્લાંડ તરફથી આ મંડળને કાંઇ પણ મદદ મળી નહીં તેથી ડેરીઅન આગળ જઇને વસેલા સ્કોટલેન્ડના વપારીઓની સ્થિતિ ઘણી કફોડી થઇ પડી. આ ઉપરાંત ડેરીઅન આગળનું પાણી માફક આવ્યું નહિ અને ખરાબ હવાથી કેટલાક માંદા પડી માર્યા ગયા. આ બધા સંજોગોમાં સ્કોટલેન્ડનું વેપારી મંડળ ઘણા નુકશાનમાં આવી ગયું અને ડેરીઅનના સંસ્થાનનો ખ્યાલ તેમને માંડી વાળવો પડયો, અને છેવટે મંડળને દેવાળું કહાડવું પડયું. આ મંડળ ભાંગી પડયું તેનો દોષ સ્કોટલેન્ડના વેપારીઓ ઇંગ્રેજ વેપારીઓને માથે નાંખતા હતા અને તેથી સ્કોટલેન્ડની પ્રજાને ઇંગ્રેજ પ્રજા તરફ ઇતરાજી થઇ અને તેમનો વિરોધ પ્રતિદિન વધતો ગયો.

**વારસાની વ્યવસ્થાનો કાયદો**:—ગાદીના વારસા માટે ૧૬૮૯ ના હક્કના કાયદામાં ગોઠવણ કરવામાં આવી હતી તે પ્રમાણે વિલિયમના મરણ પછી મેરીને છોકરૂં નહીં તેથી તેની ન્હાની બ્હેન એનને અને તેનાં વારસોને ગાદી આપવાનું ઠરાવ્યું હતું. આ એનને છોકરાં તો ઘણાં થયાં હતાં પણ તે બધાં ન્હાની ઉમ્મરમાં જ ગુજરી ગયાં હતાં અને તેનો એકનો એક હયાત દિકરો ૧૭૦૧ ની સાલમાં ગુજરી ગયો એટલે એનની પછી તેનાં છોકરાં ગાદીએ આવે એવો સંભવ રહ્યો નહીં. હક્કના કાયદા પ્રમાણે એનના વારસ પછી વિલિઅમે ફરી લગ્ન કર્યા હોય તો તે લગ્નનાં છોકરાંને વારસો આપવાનું ઠરાવ્યું હતું પણ મેરીના મરણ પછી વિલિયમે ફરી લગ્ન જ કર્યા નહોતાં એટલે ૧૬૮૯ માં કરેલી બધી ગોઠવણ એનના મરણ સુધી જ ચાલી શકે એમ રહી અને એનની પછી વારસાનો સવાલ ફરી

પાછો ઉકેલવાનો થાગ એમ રહ્યું. એનના મરણ પછી વારસા સંબંધી કાંઇપણ વાંધો આવે નહીં એવા હેતુથી ૧૭૦૧ માં પાર્લામેન્ટે વારસાની ગોઠવણનો કાયદો પસાર કર્યો. આ કાયદામાં એનને છોકરૂં ના હોય તો ચાર્લ્સ પહેલાના બન્ને છોકરાના વંશનો અંત આવેલો ગણી પહેલા જેમ્સની દિકરીનો વારસાનો હક ગણવામાં આવ્યો. જેમ્સના ૧૬૮૮ માં જન્મેલા દિકરાને તો રાજાના ખરા દિકરા તરીકે, પ્રજા માનતી જ નહોતી એટલે તેના હક સંબંધમાં તો વિચાર પણ કર્યો નહીં અને પહેલા જેમ્સની દિકરી ઇલીઝાબેથના વંશમાં ગાદી આપવાનું ઠરાવ્યું. આ ઇલીઝાબેથના બે દિકરા વારસ વગર ગુજરી ગયા હતા એટલે તેની દિકરી સોફીઆને વારસો આપવાનું નક્કી થયું અને સોફીઆના કુટુંબમાં પ્રોટેસ્ટન્ટ વારસને ઇંગ્લાંડની ગાદી આપવાનો ઠરાવ પાર્લામેન્ટે કર્યો. આ સોફીઆ હેનોવરના રાજા સાથે પરણી હતી એટલે હેનોવરની રાણી સોફીઆ તરીકે ઓળખાય છે આ કાયદામાં એમ ઠરાવવામાં આવ્યું કે કોઇ પણ રોમન કેથલીક અથવા રોમન કેથલીક સાથે લગ્ન કરનાર કોઇ પણ સ્ત્રી કે પુરૂષ ઇંગ્લાંડની ગાદી ઉપર બેસી શકે નહીં એટલે રોમન કેથલીક ધર્મ ઇગ્લાંડમાં પાછો દાખલ કરવા સારૂ બીજા જેમ્સે જે પ્રયાસ કર્યા હતા તેનું પરિણામ એ આવ્યું કે કોઇ પણ રોમન કેથલીક ધર્મમાં માનનાર ઇંગ્લાંડનો રાજ્યકર્તા થઇ શકે નહીં એટલું જ નહીં પણ રાજ્યકર્તા સાથે લગ્ન પણ કરી શકે નહીં.

**ન્યાયાધીશોની સ્વતંત્રતાઃ—**વારસાનો કાયદો નક્કી કર્યો તેની સાથે સાથે પાર્લામેન્ટે ન્યાયાધીશોને રાજ્ય સત્તાથી સ્વતંત્ર બનાવવા સારૂ એક કાયદો કર્યો તે પ્રમાણે એક વખત નીમાયેલા ન્યાયાધીશને રાજા પોતાની મરજી પ્રમાણે ખસેડી શકે નહીં એમ ઠરાવ્યું. કોઇ પણ ન્યાયાધીશને તેની નીમણુંક થયા પછી ખસેડવાની જરૂર જણાય તો પાર્લામેન્ટની બન્ને સભાની એવા ન્યાયાધીશ સામે ફરીઆદ થાય ત્યારે જ પાર્લામેન્ટની મરજી પ્રમાણે રાજા તેને ખસેડી

શકે. આ કાયદાથી ન્યાયની અદાલતો રાજ્યસત્તાથી તદ્દન સ્વતંત્ર થઇ અને આ સ્વતંત્ર અદાલતોએ પ્રજાને ઘણી રીતે સત્તાની સામેની તકરારોમાં મદદ કરેલી છે.

**સ્પેઇનના વારસાનો સવાલઃ**—ઇગ્લાંડ અને ફ્રાન્સ વચ્ચે થયેલા વિગ્રહનો ૧૬૯૭ માં રીસ્વીકની સલાહથી અંત આવ્યો હતો તે આપણે જોઇ ગયા છીએ. પણ આ સલાહ થઈ તે વખતથી જ થોડા વખતમા ફરીથી લડાઇમાં ઉતરવું પડશે એમ વિલિઅમને અને ચૌદમા લુઇને બન્નેને લાગતું હતું અને આ કારણથી જ સલાહ કરવાનો આ વિરોધીઓને વિચાર થયો હતો. આ વખતે સ્પેઇનની રાજ્ય-ગાદીના વારસાનો સવાલ આખા યુરોપનાં રાજ્યોની નજર ખેંચી રહ્યો હતો અને એ સવાલનું નિરાકરણ કેવી રીતે થાય છે એ બધાં રાજ્યો ધ્યાનપુર્વક જોઈ રહ્યાં હતાં. સ્પેઇનમાં આ વખતે ચાર્લ્સ બીજો રાજા રાજ્ય કરતો હતો. તેની ઉમ્મર તો પાંત્રીસેક વર્ષની હતી પણ તે એવો માંદલો રહેતો હતો કે તે થોડા વખતમાં ગુજરી જશે એમ બધાંને લાગતું હતું. એ રાજાને કાંઇ સંતાન નહોતું એટલે તેના મરણ પછી તેની બ્હેનોનાં કુટુંબમાં સ્પેઇનની ગાદી જાય એમ હતું. એ ચાર્લ્સને બે બ્હેનો હતી. મોટી બ્હેન મેરી ફ્રાન્સના રાજા ચૌદમા લુઇ સાથે પરણી હતી અને નાની બ્હેન માર્ગારેટ ઓસ્ટ્રીઆના રાજા લીઓપોલ્ડ સાથે પરણી હતી. માર્ગારેટ ગુજરી ગઇ હતી અને તેને એક દીકરી હતી તેનાં બેવેરીઆના રાજા સાથે લગ્ન થયાં હતાં અને તેને જોસફ ફર્ડીનાન્ડ નામનો એક છોકરો હતો. ચૌદમા લુઇનાં મેરી સાથે લગ્ન થયાં તે વખત મેરીએ અને લુઇએ બન્નેએ વચન આપ્યાં હતાં કે એ લગ્નના સંતાન સ્પેઇનની ગાદીના વારસાનો દાવો કરે નહીં અને માર્ગારેટનાં લીઓપોલ્ડ સાથેનાં લગ્ન વખતે પણ એવું જ વચન આપવામાં આવ્યું હતું એમ કહેવાય છે. એટલે ચાર્લ્સની બ્હેનોનાં સંતાનનો દાવો રહે નહીં તો ચાર્લ્સની બે ફોઇનાં વારસોને ગાદીનો હક્ક મળતો હતો. તેની મોટી ફોઇ એન ફ્રાન્સના રાજા તેરમા

લુઇ સાથે પરણી હતી અને ચૌદમો લુઇને તેનો દિકરો હતો. બીજી દીકરી મેરીઆ ઓસ્ટ્રીઆના રાજા ત્રીજા ફર્ડીનાન્ડ સાથે પરણી હતી અને લીઓપોલ્ડ તેનો દિકરો હતો. તેરમા લુઇ સાથે એનનાં લગ્ન થયાં તે વખતે લુઇએ અને એને બન્નેએ એ લગ્નનાં વારસ ગાદીનો દાવો નહીં કરે એમ વચન આપ્યું હતું એટલે ઓસ્ટ્રીઆના રાજા લીઓપોલ્ડનો પોતાની મા તરફથી સ્પેઇનની ગાદી ઉપર હક્ક પહોંચતો હતો. પોતાની પહેલી સ્ત્રી માર્ગારેટના લગ્ન પછી લીઓપોલ્ડે ફરી લગ્ન કર્યાં હતાં અને તે લગ્નથી તેને બે દિકરા હતા મોટાનું નામ જોસફ હતું અને નાનાનું નામ ચાર્લ્સ હતું. ઓસ્ટ્રીઆનો રાજા સ્પેઇનની ગાદી ભોગવે એ બીજાં રાજ્યો સહન કરવાનાં નથી એમ જાણીને લીઓપોલ્ડે પોતાના હક્કથી પોતાના બીજા દિકરા ચાર્લ્સને સ્પેઇનની ગાદીના વારસા માટે આગળ કર્યો હતો. આ પ્રમાણે સ્પેઇનના રાજા ચાર્લ્સ બીજાના મરણ પછી બેવેરીઆનો જોસફ ફર્ડીનાન્ડ, ફ્રાન્સના રાજાનો દિકરો ડોફીન લુઇ અને ઓસ્ટ્રીઆના રાજા લીઓપોલ્ડનો બીજો દિકરો ચાર્લ્સ એ ત્રણ જણ વારસાનો દાવો કરવા બહાર આવે એમ હતું. યુરોપનાં રાજ્યો સ્પેઇનના વારસાનો કેવી રીતે નીવેડો આવે છે તે આતુરતાથી જોતાં હતાં, કારણ કે ફ્રાન્સ અને ઓસ્ટ્રીઆ એ બન્ને બળવાન રાજ્ય હતાં અને તે બેમાંથી એકકેના બળમાં વધારો થાય તે યુરોપનાં બીજાં રાજ્યોને પસંદ નહતું. ચૌદમો લુઇ અને લીઓપોલ્ડ આ વાત બરાબર જાણતા હતા એટલે સ્પેઇનનો રાજા ચાર્લ્સ ગુજરી જાય તે પહેલાં વારસાની કાંઇક ગોઠવણ કરવાની ચૌદમા લુઇની અને બીજાં આગેવાન રાજ્યોની ઇચ્છા હતી. ૧૬૯૮ માં ત્રીજા વિલિઅમ અને ચૌદમા લુઇ તરફથી પ્રતિનિધિઓએ મળી ગોઠવણ કરી કે સ્પેઇનના રાજા ચાર્લ્સના મરણ પછી સ્પેઇનની ગાદી બેવેરીઆના જોસફ ફર્ડીનાન્ડને આપવી અને સ્પેઇનના રાજ્યનો બીજો મુલક ડોફીન લુઇ અને ઓસ્ટ્રીઆના ચાર્લ્સ વચ્ચે વહેંચી આપવો. આ ગોઠવણ ભાગલાની પહેલી

સલાહ કહેવાય છે. પણ આ ગોઠવણનો અમલ થવાનો વખત આવે તે પહેલાં ૧૬૯૯ માં જોસફ ફર્ડીનાન્ડ ગુજરી ગયો અને ચાર્લ્સ તો હજી સ્પેઇનમાં રાજ્ય ચલાવતો હતો. જોસફ ફર્ડીનાન્ડના મરણથી વારસાના બે ઉમેદવાર રહ્યા અને વિલિઅમ અને લુઇના પ્રતિનિધિઓ ફરી ભેગા મળ્યા અને ભાગલાની બીજી ગોઠવણ કરી. આ ગોઠવણ પ્રમાણે લીઓપોલ્ડનો દિકરો ચાર્લ્સ સ્પેઇનનો રાજા થાય એમ ઠરાવ્યું અને સ્પેઇનના બાકીના મુલકનો ઘણોખરો ભાગ ડોફીન લુઇને આપવાનું રાખ્યું. ચૌદમો લુઇ આ ગોઠવણ કરતો હતો પણ તે તેને પસંદ નહોતી અને ડોફીન લુઇના બીજા દિકરાને સ્પેઇનની ગાદી અપાવવાની તેની ઇચ્છા હતી અને એ ઇચ્છાથી તેનું નામ પણ તેણે ફીલીપ રાખ્યું હતું. સ્પેઇનના રાજા ચાર્લ્સને આ ભાગલાની ખબર પડી એટલે સ્વાભાવિક રીતેજ તે ગુસ્સે થયો અને સ્પેઇનના લોકોને પણ પોતાના રાજ્યના ભાગ પડે એ બીલકુલ પસંદ નહતું તેથી સ્પેઇનની પ્રજાની મરજી પ્રમાણે ચાર્લ્સ રાજાએ મરતાં પહેલાં વારસાને માટે વસીઅતનામું કરી ગોઠવણ કરી કે પોતાના મરણ પછી સ્પેઇનના રાજ્યનો વારસો ડોફીન લુઇના બીજા પુત્ર ફીલીપને મળે. આ વસીઅતનામું કર્યા પછી થોડા વખતમાં ૧૭૦૦ ની સાલમાં ચાર્લ્સ ગુજરી ગયો અને તેના વસીઅતનામાનો લાભ લઇ ચૌદમા લુઇએ પોતાના પૌત્ર ફીલીપને લશ્કર સાથે માડ્રીડ રાજ્યાભિષેક માટે મોકલી આપ્યો. ચૌદમો લુઇ એટલો ખુશ થઇ ગયો હતો કે ફીલીપને વિદાય કરતી વખતે તેના મ્હોંમાંથી ઉદ્‌ગાર નીકળી ગયા કે હવે ફ્રાન્સ અને સ્પેઇન એકત્ર થઇ ગયાં છે અને પીરીનીઝ પર્વત દુનીઆમાંથી જાણે ઉપડી ગયો છે. પણ બે સગા ભાઇઓના વંશમાં રાજ્યગાદીઓ આવવાથી એ રાજ્ય કાંઇ એકત્ર થઇ શકયાં નહીં અને અરાઢમી સદીમાં એ રાજ્યોનો મેળ થયો નથી. ચૌદમા લુઇએ વિલિઅમની સાથે જે ગોઠવણો કરી હતી તે બધી તેણે તોડી નાંખી તેથી વિલિઅમ બહુ ગુસ્સે થયો અને પોતાના દુશ્મનની સત્તા આટલી

બધી વધી જાય એ તેનાથી ખમાયું નહીં એટલે તરતજ ફ્રાન્સની સામે લડાઇમાં ઉતરવાની તેની મરજી હતી. પણ ઈંગ્લાંડની પાર્લામેન્ટને કાયમનું લશ્કર રાખવાનું પસંદ નહોતું અને ૧૬૯૯ ની સાલમાં ટોરીપક્ષ પાર્લામેન્ટમાં બહુમતીમાં હતા તે વખતે પાર્લામેન્ટે લશ્કર ઓછું કરી નાંખ્યું હતું. વળી સ્પેઇનની ગાદીનો વારસો ફીલીપને મળે કે ચાર્લ્સને મળે તેમાં ઇંગ્લાંડને કાંઇ પણ લેવા દેવા નથી એમ આ પાર્લામેન્ટ માનતી હતી. તેથી વિલિઅમ ફ્રાન્સ સામે ઈંગ્લાંડને લડાઇમાં ઉતારી શક્યો નહીં અને તેને લાચાર થઇને બેસી રહેવા વખત આવ્યો. ઇંગ્લાંડની પાર્લામેન્ટે લડાઇમાં ઉતરવાની ના કહી ત્યારે વિલિઅમે હોલેન્ડ, ઓસ્ટ્રીઆ અને જર્મનીનાં કેટલાંક રાજ્યોનો એકસંપ કરી લુઇ સામે લડવાનું શરૂ કર્યું. આમ લડાઇની શરૂઆત થયા પછી થોડા વખતમાં ૧૭૦૧ માં ઇંગ્લાંડનો માજી રાજા જેઇમ્સ બીજો ફ્રાન્સમાં સેન્ટ જર્મેઇનના મહેલમાં ગુજરી ગયો. તે મરણ પથારીમાં હતો તે વખતે ચૌદમા લુઇએ તેની પાસે જઇ તેના દિકરા જેઇમ્સને ઇંગ્લાંડના રાજા તરીકે કબુલ રાખવાનું અને ઇંગ્લાંડની ગાદી લેવામાં તેને મદદ કરવાનું વચન આપ્યું અને જેઇમ્સના મરણ પછી તેને ઇંગ્લાંડના ત્રીજા જેઇમ્સ તરીકે સ્વીકાર્યો. ઇંગ્લાંડની પાર્લામેન્ટની વ્યવસ્થાની દરકાર કર્યા વગર ચૌદમા લુઇએ જેઇમ્સના દિકરાને રાજા તરીકે કબુલ રાખ્યો તેથી પાર્લામેન્ટ ગુસ્સે થઇ અને રીસ્વીકની સલાહમાં આપેલું વચન ચૌદમા લુઇએ તોડયું તેથી પાર્લામેન્ટે લુઇની સામે લડાઇ જાહેર કરી અને વિલિઅમને લશ્કર ઉભું કરવાનું સોપ્યું. આ પ્રમાણે ઇંગ્લાંડને ચાદમા લુઇ સામે લડાઇમાં ઉતારવામાં વિલિઅમ છેવટે ફાવ્યો તેણે માર્લબરોના ડયુકને બધાં લશ્કરનો મુખ્ય સેનાપતી બનાવી હોલેન્ડ મોકલ્યો અને ઈંગ્લાંડમાં મોટા પાયા ઉપર તે લશ્કરની તૈયારીઓ કરવા લાગ્યો. એટલામાં ૧૭૦૨ ના ફેબ્રુઆરીની ૨૧ મી તારીખે તે ઘોડા ઉપરથી પડી ગયો તેથી તેની હાંસડીનું હાડકું ભાંગી ગયું અને માર્ચની ૮ મી તારીખે તે ગુજરી ગયો.

વિલિઅમ સ્વભાવે ઠંડો અને લાંબો વિચાર કરીને કામ કરનાર હતો. તે થોડું બોલનાર હતો અને તેનો ચહેરો હસમુખો હતો તેમ છતાં પણ લોકોને પોતાની તરફ આકર્ષવાની તેનામાં શક્તિ નહોતી. પરદેશથી ઘણા મુશ્કેલ સંજોગોમાં તે ઇંગ્લાંડની ગાદી ઉપર આવ્યો હતો અને તેણે પોતાની કુનેહથી તેર વર્ષ સુધી સારી રીતે રાજ્યકારભાર ચલાવ્યો. રાજ્યક્રાંતી પછી તરત જ વિલિઅમના હાથમાં કારભાર આવવાથી ઇંગ્લાંડનું રાજ્ય બંધારણ સુદૃઢ થયું એ ઇંગ્લાંડની પ્રજાને મોટો લાભ થયો છે. પણ ઇંગ્લાંડની સત્તા ચારે ખંડમાં ફેલાવી આપવામાં વિલિઅમે બહુ અગત્યનો ભાગ ભજવેલો છે. આ અણીના વખતે વિલિઅમના હાથમાં ઇંગ્લાંડનો કારભાર ના હોત અને ચૌદમા લુઇની સત્તા કાબુમાં રાખવામાં ઇંગ્લાંડે આ વખતે મદદ આપી હોત નહીં તો ફ્રાન્સની સત્ત ઘણી વધી જાત અને પરિણામે એકલા યુરોપમાં જ નહીં પણ આખી દુનીઆમાં ફ્રાન્સ સર્વોપરી સત્તા ભોગવત અને અરાઢમા સૈકામાં ઇંગ્લાંડનો વેપાર વધી ગયો અને ઇંગ્રેજ વેપારીઓ ચારે ખંડમાં ફરતા થયા તે થાત કે કેમ એ બહુ શક પડતી વાત છે. એટલે ઇંગ્લાંડનો વેપાર વધારવાનું મુશ્કેલ થાત એટલું જ નહિ પણ ફ્રાન્સની સત્તા આ વખતે વધી ગઇ હોત તો ઇંગ્લાંડ અરાઢમા અને ઓગણીસમા સૈકામાં આખી દુનીઆમાં પોતાનું સામ્રાજ્ય ફેલાવી શક્યું તે પણ બની શકત નહીં અને ઇંગ્લાંડને બદલે વખતે ફ્રાન્સ દુનીઆમાં રાજ્ય કરનાર તરીકે બહાર આવત. ઇંગ્લાંડના લોકો તેમને પરદેશીઓ માટે હમેશ તીરસ્કાર હોય છે તે પ્રમાણે વિલિઅમ તરફ તીરસ્કારની નજરથી જોતા હતા પણ આ પરદેશી રાજાએ ચૌદમા લુઇની સત્તાને અંકુશમાં રાખીને ઇંગ્લાંડની અપૂર્વ સેવા બજાવી છે એ ભુલવું જોઇતું નથી. આ પ્રમાણે ફ્રાન્સ અંકુશમાં રહ્યું તેથી અરાઢમા સૈકાની શરૂઆતથી જ ઇંગ્લાંડ તેને હરાવી શક્યું અને પોતાનો વેપાર અને સત્તા વધારીને ઓગણીસમા સૈકાની શરૂઆતમાં ફ્રાન્સની સત્તા છેક તોડી નાંખી ઇંગ્રેજ પ્રજાએ પોતાનું સામ્રાજ્ય આખી દુનીઆમાં સ્થાપ્યું.

વીલીઅમ ૧૬૮૯ ૧૭૦૨ }
મેરી ૧૬૮૯ ૧૬૯૪ }

૧. કામચલાઉ પાર્લામેન્ટ, રાજ્યક્રાંતી અને હક્કનો કાયદો.

૨. સ્કોટલેન્ડમાં રાજ્યક્રાંતી, ક્લેવરહાઉસનો ગ્રેહામ, ડન્ડીનો વાઇકાઉન્ટ-કીલીક્રેન્કી-ગ્લેન્કોની **કતલ.**

૩. આયર્લેન્ડમાં યુદ્ધ: **લન્ડનડેરીનો ઘેરો**-એનીસ્કીલન, ન્યુટન બટલર-જેઇમ્સ અને વીલીઅમ વચ્ચે બોઇન નદી ઉપર લડાઇ-એથલોન-ઓગ્રીમ-વચન ભંગનું શહેર લીમરીક.

૪. યુરોપમાં વિગ્રહ: ચૌદમો લુઇ-સ્ટી કર્ક-લેન્ડન અથવા નીરવીન્ડન-નામુર-બીચીહેડ-**લાહોગ**, રસલ—બ્રેસ્ટ, માર્લબરો-રીસ્વીકની સલાહ.

૫. સ્પેઇનના વારસાનો સવાલ અને યુદ્ધ:—
સ્પેઇનનો રાજા બીજો ચાર્લ્સ-ત્રણ વારસાના હક્કદાર, બેવેરીઆનો જોસફ ફર્ડીનાન્ડ, ડોફીન લુઇ, ઓસ્ટ્રીઆનો ચાર્લ્સ-ભાગલાની સંધી-જોસફ ફર્ડીનાન્ડ ગુજરી ગયો ૧૬૯૯-ભાગલાની બીજી સંધી-ચાર્લ્સનું વસીઅતનામું-ફીલીપ સ્પેઇનની ગાદી ઉપર બીજા જેઇમ્સનું મરણ ૧૭૦૧-લુઇનું વચન-યુદ્ધ

૬. પરચુરણ બાબતો:—
બંડનો કાયદો સોગંદ નહીં લેનારો પંથ-ધાર્મિક છુટાપણાનો કાયદો-પ્રધાન મંડળ-ત્રીવાર્ષિક પાર્લામેન્ટ-છાપખાનાંનું છુટાપણું-રાજ્યદ્રોહના કાયદામાં ફેરફાર-રાજાનું ખર્ચ-પ્રજાકિય દેવું-ઇંગ્લાંડની બેન્ક-સિક્કામાં સુધારો-બારીઓ ઉપર કર-ડેરીઅનની યોજના-વારસાની વ્યવસ્થા-ન્યાયાધીશોની સ્વતંત્રતા